"JINA - BHARATI"
Vardhaman Bharati International Foundation
Prabhat Complex, K.G. Road, Bangalore - 560 009
1580, Kumaraswamy Layout, Bangalore - 560 078
(Phone 080-22251552, 26667882)

• 'जे एगं जाणइ से सव्वं जाणइ' • જેણે આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું •

# महावीर दर्शन : MAHAVEER DARSHAN

MAGNIFICENT THRILLING, SUBLIMING LIFE STORY & SOUL-BASED MESSAGE

પ્રભુ જીવનની રોમાંચક, ઊર્ધ્વગામિની, આત્મ-કેન્દ્રિત, સર્વકલ્યાણકર, મહાનિર્જરા પ્રદાતા

(ધ્યાન-સંગીતમય આત્મ-ધ્યાનયુક્ત સમગ્ર દર્શન) **મહાજીવન કથા** (ભક્તિયોગ (ચરણકરણાનુયોગ) કથાનુયોગ દ્રવ્યાનુયોગ (દર્શનચિંતન-ગણધરવાદ-આત્મસિદ્ધિ)

(પરમગુરુ-આજ્ઞા, અનુગ્રહ પ્રેરિત, ૨૫ વર્ષોના દેશ-વિદેશના કલ્પસૂત્ર-પર્યુષણ પ્રવચન-સત્રો, પ્રભુચરિત્ર ગ્રંથો, સ્વયં ધ્યાન-ચિંતનો-અધ્યયનો પર આધારિત)

પ્રધાન આધાર : યુગપ્રધાન શ્રુતકેવલી આચાર્યશ્રી ભદ્રબાહુનું 'કલ્પસૂત્ર'
પ્રત્યક્ષ-પરોક્ષ દૃષ્ટિ-પ્રદાન : પરમકૃપાળુ દેવ શ્રીમદ્ રાજચંદ્રજીનાં 'વચનામૃત' આદિ,
યો.યુ. શ્રી સહજાનંદઘનજી ભદ્રમુનિના કલ્પસૂત્ર-પ્રવચન અને પ્રત્યક્ષ સમાગમ,
પ્રજ્ઞાચક્ષુ ડૉ. પં. શ્રી સુખલાલજીનાં 'દર્શન-અને-ચિંતન' લેખાદિ + પ્રત્યક્ષ વિમર્શ
અન્ય અનેક સંતો, વિદ્વજ્જનો સાથેની અનુચિંતનાઓ અને વિવિધ પરિસંવાદો.

પ્રથમ નિર્માણ : 'મહાવીર દર્શન' હિન્દી રેકર્ડ : ૨૫૦૦મો ભ. મહાવીર નિર્વાણોત્સવ.
પ્રથમ અભૂતપૂર્વ વિશાળ મંચ પ્રસ્તુતિકરણ : ૨૬૦૦મો ભ. મહાવીર જન્મોત્સવ, કલકત્તા
દેશ વિદેશની અનેક સ્થાનોની પ્રસ્તુતિઓ પછી વિસ્તૃત રજૂઆત : 'ચિંતન', મુંબઈ ૨૦૧૦.
(મૂળ હિન્દી, અંગ્રેજી પ્રસ્તુતિઓ પછી હવે માતૃભાષા ગુજરાતીમાં વિશેષ રજૂઆત)
(વિસ્તૃત અવધિ ૭ કલાક, સંક્ષિપ્ત ૨ કલાક)

• પરિકલ્પના •

પદો, ગીતો : શ્રીમદ્ રાજચંદ્રજી, મહાયોગી આનંદઘનજી, યો.યુ. સહજાનંદઘનજી, ઉપા. અમરમુનિ,
સ્વયં અને વિશેષત: શ્રી શાંતિભાઈ શાહ.

આલેખન : સંપાદન : સંકલન
પ્રા. પ્રતાપકુમાર જમનાદાસ ટોલિયા

ગુજરાતી અનુવાદ : શ્રીમતી સુમિત્રા પ્ર. ટોલિયા. અંગ્રેજી : સ્વ. કુ. પારુલ ટોલિયા

એલ.પી. + સી.ડી. રેકર્ડો સહ સ્વાધિકાર નિર્માતા-પ્રસ્તોતા-પ્રકાશક : 'જિનભારતી', બેંગલોર
Vardhaman Bharati Intl. Fn; Prabhat Complex, K.G. Rd; BANGALORE-560009.
સંપર્કસૂત્ર : Ph. 080-26667882 / ____ / 9611231580. E-mail : pratapkumartoliya@gmail.com

⊙महावीर दर्शन : महाजीवन कथा : रिकार्ड-सीडी.: मंचन⊙

•

*MAHAVIRA DARAHAN*

Abridged life & Message of Bhagawan
MAHAVIRA

GUJARATI----H I N D I----ENGLISH

HINDI (L.P.Disc:1975 :International : Grand Stage Concert:2001) LP : CD : Verses, hymns, Lyrics : Jain Scriptures,Srimad Rajchandraji,Sri Shantilal B.Shah.Script, Commentary, Spoken Word, Music Composition & Principal Singing :Prof.PRATAPKUMAR J.TOLIYA. Accompanying Leadiing Voice:(Singing):Smt.PAURAVI G.DESAI,B'bay (Commentary):Smt.KAILAS P.SANGANI(A.I.R.,B'bay).MUSIC DIRECTION: Shri NAVIN SHAH & PROF.PRATAPKUMAR J.TOLIYA.

GRAND STAGE CONCERTS : CALCUTTA (2001) ; overall Singing,commenting & Presentation: PROF.PRATAPKUMAR J.TOLIYA,Smt.SUMIYRA TOLIYA & A Galaxy of 25 Young Jain Voices of Calcutta & Bengal Musicians. ABROAD USA & INDIA (2002 to 2009 varied).MUMBAI(2010): Overall Singing, Commenting & Presentation:PROF.PRATAPKUMAR J.TOLIYA,Smt. SUMITRA TOLIYA, & Prominent Chorus Voices & Seasoned Music Accompanists lead by Celebrated Musician Violinist Sri BHARAT SHANTILAL SHAH ( Extended 6 Hours'--3 Days' Presentation.)

ENGLISH (C.D. :1985) Above Hindi L.P.-C.D. With same Music & Songs retained in Hindi, while Entire Commentary transformed into Chaste English By Late Scholarly Daughter Kum.PARUL P.TOLIYA with Recorded Spoken Words in Her Melodious Tranquil Voice along with her talented sisters Dr.Kum.VANDANA TOLIYA, Kum.FALGUNI TOLIYA & Prof.P.TOLIYA. C.D.Widely acclaimed internationally along with a few scatterd Stage Concerts during 1985 and 2001.

GUJARATI (Stage Concerts 2001 :BORDI-Dahanu, RAJKOT-S.R.GyanMandir, AMRELI : Series of performances during Mahavira Jayanti,April'11) Gujarati Version By Smt.SUMITRA P.TOLIYA. Overall Presentation By Prof.PRATAPKUMAR J.TOLIYA & Smt.SUMITRA P.TOLIYA accompanied By Smts Dhanlakshmiben & Poornimaben at Bordi & Celebrated Parekh Sisters at Rajkot with seasoned Accompanists.

NOW OPEN FOR PRESENTATIONS AT ALL PLACES EVERYWHERE IN ALL THREE LANGUAGES. Also Onway Multilingual Versions in Kannada Bengali.



*****************************************************************
(All Languages CDs Available)
*****************************************************************

MAHAVIRA-IN THE EYES OF VEDIC SCRIPTURES :

"Ye worship Lord Mahavira, who is an ATITHI (Ascetic) adorable, fasted for months and suffered the hardships of being naked, so that the three ignorance of SAMASYA(scepticism), VIPARYAYA(wrong knowledge) and ANADHYAVASAYA(indifference) and the MADAS(intoxi--cants)of wealth power and knowledge may not arise."

--"YAJURVEDA" : XXX, 14.

*****************************************************************

JINABHARATI :VBIF : 1580,Kumarswamy Layout, BANGALORE - 560078.
E-mail : pratapkumartoliya@gmail.com (Ph:(M) 9611231580/9845006542

# મહાવીર દર્શન : મહાજીવન કથા

॥ महावीरस्वामी । नयनपथगामी भवतु मे ॥ गुरुवाहृयायाः
मंगलम् भगवान वीरो, मंगलं गौतम प्रभु । मंगलम् स्थूलिभद्राद्याः कुन्दकुन्दाद्याः । जैनधर्मोऽस्तु मंगलम् ॥
कल्याणपादपारामं .... श्रुतगंगा हिमाचलम् ।
विश्वाम्भोज रविं देवं, वन्दे श्री ज्ञातनन्दनम् ॥

सूत्रघोष(M) 'जे एगं जाणइ से सव्वं जाणइ' । "जेणे આત્મા જાણ્યો, તેણે સર્વ જાણ્યું."
જે એકને અર્થાત્ આત્માને જાણી-ઓળખી-સમજી લે છે, તે સમસ્ત વિશ્વના ક્રિયાકલાપને જાણી-સમજી લે છે. [આચારાંગ સૂત્ર : નિર્ગ્રંથ પ્રવચન]

ॐ नमो अरिहंताणं, नमो सिध्धाणं, नमो आयरियाणं, नमो उवज्झायाणं, नमो लोए सव्व साहूणं । एसो पंच नमुक्कारो, सव्व पावप्पणासणो मंगलाणं च सव्वेसिं । पढमं हवइ मंगलम् ॥

પ્રવક્તા(M) અનાદિ કાળથી ગુંજી રહ્યો છે આ મંત્ર-નમસ્કાર મહામંત્ર...... વ્યક્તિની નહીં, ગુણોની પૂજા કરનાર આ વિશ્વકલ્યાણકારી મહામંત્ર. અરિહંત પદ-સિદ્ધપદની પૂજા દ્વારા આરાધક આત્માને (સ્વયંને) અરિહંત પદ-સિદ્ધપદ-પરમાત્મપદની પ્રાપ્તિ કરાવવા સમર્થ એવો પંચ-પરમગુરુઓમાં નિહિત આત્મ-તત્ત્વ ઉદ્ભુત (આ) મહામંત્ર....!

પ્રવક્તા(F) એક મહાન આત્માએ કરી હતી આ મહામંત્રની આરાધના, સાધ્યું હતું આત્માની પ્રાપ્તિ કરાવનારું ધ્યાન, કરીને બતાવ્યું હતું એનું આચરણ, કરી હતી એણે સમ્યક્ દર્શન-જ્ઞાન-ચારિત્રની રત્નત્રયી ઉપાસના — એક નહીં, બે નહીં, સત્યાવીશ સત્યાવીશ જાગૃત જન્માંતરોમાં !

(M) અને આટલી સુદીર્ઘ સાધના પછી, આજથી 2600 વર્ષ પહેલાં, ઈ. પૂર્વ ૫૯૯માં —

(F) જંબુદ્વીપના ભરતક્ષેત્રની કર્મભૂમિ, બિહારની સંપન્ન વૈશાલી નગરી, ક્ષત્રિય-કુંડગ્રામ નામનું એનું એક ઉપનગર અને એમાં સ્થિત એક રાજપ્રાસાદ....

(M) ત્રેવીસમા જૈન તીર્થંકર ભગવાન પાર્શ્વનાથના ધર્માવલંબી, લિચ્છવી વંશી રાજા સિદ્ધાર્થનો આ રાજપ્રાસાદ ! અહીં રાજમાતા ત્રિશલાદેવીની પવિત્ર કુક્ષિમાં એ ભવ્યાત્માનું દેવલોકથી પૃથ્વી પર અવતરણ થયું — મહામંગલકારી સર્વોત્તમ, સાંકેતિક, ચૌદ સ્વપ્નોના માતા દ્વારા પૂર્વદર્શનની સાથે !

(દિવ્ય વાદ્ય સંગીત : Divine Celestial Music : Soormandal, Santoor)

મહાવીર દર્શન-કથા

પ્રવક્તા (F) મતિ, શ્રુત અને અવધિ– આ ત્રણેય જ્ઞાનયુક્ત એ ભવ્ય કુશલશીલ આત્મા ગર્ભાવસ્થામાં પણ માતાની સુખચિંતા તેમજ સુખકામના માટે સંકલ્પ કરે છે કે —

(શ્યામ)પ્રવક્તા (M) "માતા-પિતાના જીવનકાળ સુધી હું દીક્ષા ગ્રહણ નહીં કરું......" [કલ્પસૂત્ર]

પ્રવક્તા (F) — અને માતા ત્રિશલા પણ ગર્ભવતી માતાને માટે સમુચિત (યોગ્ય) એવા ઉચિત આચારોનું પાલન કરે છે.

પ્રવક્તા (M) આમ 'જયં ચિટ્ઠે જયં ચરે'ના જ્ઞાન-વિવેકયુક્ત ગર્ભાવાસના નવ માસ અને સાડા સાત દિવસ પૂર્ણ થયા અને આવ્યો એ દિવસ — ચૈત્ર શુક્લા ત્રયોદશી..... શુક્લપક્ષની એ ચાંદની રાતે શુક્લધ્યાન- આત્મધ્યાન- આત્મસ્વરૂપમાં લીન થવા, સ્વસ્વરૂપને— આત્મસિદ્ધિને પ્રાપ્ત કરવા, ચંદ્ર સમ નિર્મળ, સૂર્ય સમ સર્વ-વ્યાપ્ત, સાગરવત્ ગંભીર એવી પ્રભુની મહાન ચેતનાએ 'સ્વ-પર હિતાય' જન્મ ધારણ કર્યો. આ પૃથ્વી પર ~

(P) એકલ-ગાન (M) ③ "પચ્ચીસસો વરસો પહેલાં એક તેજરાશિનો જન્મ થયો,
યુગયુગનો અંધકાર વિદારતો, ભારત-ભાગ્ય રવિ ચમક્યો,
કોકિલ-મોર કરે કલશોર ને, વાયુ વસંતી વાઈ રહ્યો,
ક્ષત્રિયકુંડમાં મા ત્રિશલા-કૂખે, પુત્ર પવિત્રનો જન્મ થયો... [શાંતિલાલ શાહ]
[સા મમમમ પમ પ ની ની ની સા] (ક્ષત્રિયકુંડની કૂખ મહીં, ત્રિશલાકૂખે પુત્રનો જન્મ થયો.)"

(S/ch) વૃંદગાન (F) ④ "ક્ષત્રિયકુંડમાં પ્રગટિયા રે માતા ત્રિશલાદેવીના નંદ રે, ધન્ય મહાવીર પ્રભુ....
એ...ભવભવથી સાધન કરી લાવ્યાં સાથે, મતિ-શ્રુત-અવધિજ્ઞાન રે.. ધન્ય.
એ....જળકમળવત્ રહી સંસારે પછી, કીધો સૌ સંગોનો ત્યાગ રે.. ધન્ય." [નિરંજન]

પ્રવક્તા (F) — રાજા સિદ્ધાર્થ અને રાણી ત્રિશલાના નંદન વર્ધમાનના જન્મનો આ આનંદોત્સવ, આ 'જન્મ-કલ્યાણક' સહુ ઉજવે છે – ત્યાં મેરુ પર્વત પર દેવતાગણ અને અહીં પૃથ્વી પર રાજા સિદ્ધાર્થ અને પ્રજાજન..... (Soorkhande)

(S/ch) વૃંદગાન (Raga: Basant-Bahar, Kedar. Tal: Teentaal)
[સામગપ – ધ્નિ સારેં સાં સાસા, ધનીપ . . . ][પપપપ સાડ મરેસા] (BS/B2)
④ "ઘરઘરમાં આનંદ છવાયો, ઘરઘરમાં આનંદ.
ત્રિશલામાતા કૂખે જનમિયો, જાણે પૂનમનો ચંદ / ઘરઘરમાં આનંદ ....
घरघरमें आनंद है छाया घरघर में आनंद.
त्रिसलामैया पुत्र प्रगटिया, जैसे पूनम का चंद / घरघर में आनंद || (चाँ)
ઘરને ગોખે દીવા પ્રગટિયા, કેસર-કંકુ રંગ ઊઘડિયાં, ધરતીકેરા અંતરતલથી પ્રસરી કુંપ આંદ
કુંજકુંજ કોયલ કલ્લોલે, મસ્ત બની મોરલિયા ડોલે, રંગબેરંગી ફૂલડાં ફોરાં લ્હેરાં વસંતમાં ખીલ્યે
મંજુલ કંઠે, મીઠા ટહુકે, ગાયે પંખી વૃંદ.. / ઘરઘરમાં આનંદ છવાયો, ઘરઘરમાં આનંદ" [શાંતિલાલ શાહ]

પ્રવક્તા (M) — અને આ મહામંગલકારી જન્મ-કલ્યાણક પછી ~

## મહાવીર દર્શન-કથા

[રેમમમ મપમ પનીનીની સાં| ધની ધપમ મપધ-]

(D+P/ch) ગાન ⊙ બાળને લાડ લડાવતી માવડી, ઘોડિયાની (પારણાની) દોરી ખેંચતી'તી,
(S/ch) સૂર મધુર મધુર સુણાવીને, ઉરનાં અમૃત સિંચતી'તી.
⊙ "વીર થજે, ગંભીર થજે તું!" — આશિષ એવી આપતી'તી
લળી લળી નિજ લાલનાં લોચન, વ્હાલ ભરીને નિહાળતી'તી.

(F) ⊙ "પોઢજો રે મારાં બાળ પોઢી લેજો, પેટ ભરીને આજ; [શાંતિલાલ શાહ]
કાલે કાળાં જુદ્ધ ખેલાશે, ઘોર કરમનાં જુદ્ધ ખેલાશે, સૂવા ટાણું ક્યાંય ન રહેશે!"

(P) પ્રવક્તા(M) [– અને સાડા બાર વર્ષની ઘોર સાધનાના કાળમાં પ્રભુ કેટલું સૂવાના છે એ તો આગળ જોઈશું —]

(P) ⊙ આભમાં ઊગેલ ચાંદલો ને ત્રિશલામાતને આવ્યાં બાળ [ઝવેરચંદ મેઘાણી]
બાળુડાને માત હિંચોળે, દૂર કરમના ડુંગરા ડોલે, ઘણાંણ ડુંગરા ડોલે, વર્ધમાનને નીંદરું ના'વે.

(S) ⊙ "સૂઈ જા રે, ઓ મારા બાળ!" ⊙ "सो जा रे.... ओ मेरे लाल!"
"तुम सो जाओ! मैं गाऊं (2), सो जाओ... सो जाओ!
क्यों जीवन के शूलों में प्रतिक्षण आते जाते हो... [મહાદેવી વર્મા]
ठहरो सुकुमार! गला कर मोती मैं पथ में फैलाऊँ... सो जाओ...!"

પ્રવક્તા(M) ત્રિશલામૈયાએ તો પોતાના અતિ સુકુમાર સુકોમળ વીર પુત્રને સુમધુર સ્વરે હાલરડાં ગાઈને જીવનપથમાં મોતી (ફૂલ) બિછાવવાની ભાવના કરતાં સુવડાવવાનો પ્રયત્ન કર્યો.....

પ્રવક્તા(F) — પણ એને ક્યાં ઊંઘવું હતું? એ તો જગાડવા આવ્યા હતા આત્મ-ચેતનામાં: સ્વયંને અને સમસ્ત જાતને! એનું આવાહન (આહ્વાન) હતું ~

(P) મંત્રઘોષ(M) "जं जागरूका उपयोगवन्ता.....
उट्ठिए मा पमायए...! समयं गोयम! मा पमायए!" [ઉત્તરાધ્યયન સૂત્ર]

"હે જીવ! પ્રમાદ છોડી જાગ્રત થા...! જાગ્રત થા....!! નહીં તો રત્નચિંતામણિ જેવો આ મનુષ્ય દેહ નિષ્ફળ જશે...!!!" [— શ્રીમદ્ રાજચંદ્ર]
(મનુષ્ય દેહ નિષ્ફળ)

પ્રવક્તા(F) વર્ધમાનના જન્મસમયથી જ "શ્રી" તેમજ "આત્મશ્રી"ની વૃદ્ધિ, એમનું વિદ્યાશાળામાં ગમન, ઈન્દ્રનું ત્યાં આગમન ને પ્રશ્ન-પૃચ્છામાંથી "જૈનેન્દ્ર-વ્યાકરણનું સર્જન — આ ઘટનાથી વિદ્યાગુરુ પંડિત પણ બન્યા ધન્ય ને આનંદવિભોર....! વિદ્યાપ્રતિભાના આવા અસાધારણ પ્રસંગો જેટલા જ અદ્ભુત રહ્યા વર્ધમાનના અલૌકિક બાળ-પરાક્રમ પ્રસંગો.... (દેવેન્દ્રે તેથી પછી તેમને નામ આપ્યું- મહાવીર!) એના બાળગોઠિયાઓ પહોંચ્યા છે ત્રિશલા મૈયા પાસે —

(S&P/ch) બાલવૃંદગીત ⊙ "માડી! તારા કુંવરની કરવી શી વાત? ઓ ત્રિશલા! તારા કુંવરની.....
સૌમાં અનોખી એની જાત, ભલેરી એની ભાત.... ઓ માડી! તારા...

4 લઘુપ્રત





(સાપ એક મેદાનમાં)

"એક દી' અમે બાળ સૌ રમત રમતાં 'તાં, ગંમત કરતાં 'તા, નીકળ્યો ત્યાં મોટો સાપ!
સાપને દેખી અમે નાસવા રે લાગ્યાં બોલી ઊઠ્યાં બાપ રે બાપ!
ત્યાં તો તારો લાડીલો ફાળ ભરી દોડ્યો, ને ઝાલી લીધો પંજામાંય,
દોરડાની જેમ એને પકડીને ફેંકિયો, ધ્રૂજ્યો નહીં એનો હાથ! ઓ માડી!"

પ્રવક્તા (M/F) :— સર્પનું રૂપ ધારણ કરી આવેલા એ દેવે થાકીને પછી શું કર્યું?

કવિત-પંક્તિ (M): "રૂપ પિશાચનું ધરેલા દેવે, વીરને પીઠ બેસાડ્યો,
નાનકડા બહાદુરે મુઠ્ઠી મારી એને, ધરતીમાં ધરબાવ્યો!" [નિશાન્ત શ્રાંતિબાદ રાજ]

(F) — સાપ, પિશાચ, દૈત્ય અને બીજા પ્રસંગમાં હાથી — સહુને પોતાના બાળપરાક્રમથી વર્ધમાન કુમાર વશ કરતા રહ્યા.....

ગીતપંક્તિ (M): "એ.... હાથી-સર્પ-દૈત્યને ક્ષણમાં ભગાવ્યા, શીખવ્યા અભયના પાઠ રે..
ધન્ય મહાવીર પ્રભુ!"

પ્રવક્તા (M) બાલ-કિશોર-કુમારાવસ્થા વીતી... યુવાવસ્થા આવી.. (Musical Effects)

અંતરથી તો વર્ધમાન કુમાર અલિપ્ત છે, પરંતુ 'ભોગાવલી' કર્મ હજુ અવશેષ છે, માતા-પિતા પ્રત્યેનું ભક્તિ-કર્તવ્ય હજુ શેષ છે, યશોદાનું સ્નેહઋણ પણ હજુ બાકી છે — !

પ્રવક્તા (F) .....અને રાજકુમાર મહાવીરે, માતાના આગ્રહથી, પાણિગ્રહણ કર્યું યશોદાનું.... જો કે અન્ય માન્યતા અનુસાર તેઓ અવિવાહિત જ રહ્યા હતા! (ગમે તેમ) આ વૈભવપૂર્ણ ગૃહસ્થાશ્રમમાં પણ પ્રભુ તો રહ્યા છે જળકમળ વત્ — પોતાના એ જીવનાદર્શ અનુસાર:

સૂત્રઘોષ (M) "જળમાં, પંકમાં જન્મ લઈને પણ જેમ કમળ જળથી અલિપ્ત રહે છે, એ જ પ્રમાણે આત્માર્થીએ પણ સંસારમાં રહેવા છતાં, સંસારવાસનાથી અલિપ્ત રહેવાનું છે." [આચારાંગસૂત્ર]

ગીતપંક્તિ (F) "વૈભવમાં એનો વાસ છતાંયે જળકમળની જેમ રહે,
ભોગી છતાંયે જોગીની જેમ જ, રાગી છતાંય વિરાગી રહે!" [શ્રાંતિબાદ શાહ]

પ્રવક્તા (M) — આ આદર્શાનુસાર જીવાતા પ્રભુના ગૃહસ્થાશ્રમમાં પુત્રીરત્ન પ્રિયદર્શનાનું આગમન —
(૧) બંને નારી છે તેમના ભાવિ દીક્ષિત (૧)

(F) — પત્ની યશોદાનું ધર્મમાર્ગમાં દૃઢીકરણ —

(M) — સારાયે પરિવારનું નિત્ય સત્સંગમય ધર્મબોધન —

(F) — પોતાના ભાવિ વિરાગી જીવન માટે પત્ની-પુત્રીને માનસિકરૂપે તૈયાર કરવાં (૨) નું કાર્ય

(M) અને ઉપકારક પૂજ્ય માતા-પિતાનું સ્વર્ગ-ગમન —

(F) — આ સર્વ અનુકૂળ-પ્રતિકૂળ ઘટનાઓની વચ્ચે પણ ભગવાન મહાવીરનું આત્મ-ચિંતન તો સદા (નિરંતર) ચાલતું જ રહેતું :—

ઘોષગાન(M): "હું કોણ છું? હું કોણ છું? કોઽહમ્?... કોઽહમ્?
હું કોણ છું? ક્યાંથી થયો? ✱શું સ્વરૂપ છે મારું ખરું?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરહરું?"

(✱ દેહરૂપે ક્યાંથી? આત્મારૂપે ક્યાંથી? ઉત્તરથી હું આવ્યો કે દક્ષિણ દિશાથી? પૂર્વથી આવ્યો કે પશ્ચિમ દિશાથી? ઊર્ધ્વથી આવ્યો કે અધોલોકથી?)

[અમૂલ્ય તત્વ વિચાર: શ્રીમદ્ રાજ૰]

પ્રવક્તા(F): તીવ્રતર બનતા જતા એમના આ આત્મચિંતનના પ્રત્યુત્તરમાં તેમને દીર્ઘકાળથી અંતરઊંડેથી પોકારી રહેલ એક સાદ— એક ધ્વનિ સંભળાય છે— — એ સાદ, એ ધ્વનિ, એ અવાજ, કે જેમાં એક માંગ છે, એક આહ્વાન છે, એક નિમંત્રણ છે ~

જેણે આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું

સૂત્ર ઘોષ: "जे एगं जाणइ, से सव्वं जाणइ।" — જે એકને, આત્માને જાણી-ઓળખી લે છે, તે સમસ્ત વિશ્વને જાણી લે છે..... આવ સ્વયંને ઓળખ, સ્વયંને પ્રાપ્ત કર....!

[આચારાંગ સૂત્ર]

પ્રવક્તા(F): ~ અને આ સાદને સાંભળીને વર્ધમાન વ્યાકુળ બની ઊઠે છે, એમની છટપટાહટ (તાલાવેલી) જાગી ઊઠે છે, એનો એ પ્રત્યુત્તર આપવા ઇચ્છે છે, સ્વયંને શોધવા, સાધવા, સદાને માટે પામવા ઝંખે છે.....!

પ્રવક્તા(M): ના, વૈશાલીના રાજમહેલમાં (રહીને) પોતાના આ આત્માને પામી નથી શકાતો..... મહેલોમાં સાધના? વૈભવ-વિલાસોમાં, સીમામાં રહીને અસીમની, અનંત આત્માની આરાધના?.... અસંભવ, હવે એ અસંભવ, અસંભવ... હવે તો છોડી દઈ સર્વ સંગ-પરિગ્રહ, રિબાતા-પીડાતા જગત માટે દાન દઈ લૂંટાવી દેવું સર્વસ્વ, વન વન ભટકી નિચોવી દેવું કંચન સમું તન, ઓગાળી દેવું (અહંકાર ભર્યું) અહંભર્યું મન, ને સર્વ કંઈ પરિત્યાગીને નીકળી પડવું બની અસંગ...! ત્યારે જ પમાશે પૂર્ણ, પરિશુધ્ધ, પરિમુક્ત નિજાત્માનું દર્શન (इस तनका दीया लेन-बाती.....)

ધ્રુ

પ્રવક્તા(F): .... આ સુસ્પષ્ટ આત્મચિંતનથી દેખાયો એમને 'શુદ્ધ-બુદ્ધ-ચૈતન્યઘન સ્વયંજ્યોતિ સુખધામ' એવા સ્વાત્માની પ્રાપ્તિ માટેનો હવે કેવળ એક જ માર્ગ— સર્વસંગ પરિત્યાગ....! આંતરિક ભાવદશાભરેલા આ વીરોચિત સર્વસંગપરિત્યાગના અવસરની પ્રાપ્તિ માટે એ પ્રતીક્ષા કરતા રહ્યા ~

એકલગાન:(M) [પ્રતિધ્વનિ-ગીત]

"અપૂર્વ અવસર એવો ક્યારે આવશે? ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો;
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને, વિચરશું કવ મહત્પુરુષને પંથ જો..."

(શ્રીમદ્ રાજ-ચંદ્રજી)

પૃથ્વી પર જ નહીં, ઊર્ધ્વ આત્મચેતનાકાશમાં વિહરવાનો અપૂર્વ અવસર॰"......!

પ્રવક્તા(M): — અને 'લોકાંતિક' દેવો દ્વારા પણ ધર્મચક્રપ્રવર્તનાર્થે અપાયેલી સ્તુતિ-વિનંતિ અને વર્ષભરના અપાર, અપરિમિત (વાર્ષિક) દાન' પછી અંતે આવ્યો અપૂર્વ અવસરનો એ દિવસ— સ્વયંને સર્વાંગ સંપૂર્ણ સમગ્રતામાં સાધવા-પામવા માટે જવાનો, સ્વની સાથે (સર્વના કલ્યાણાર્થે વિહરવાનો, દીક્ષાકલ્યાણકનો- અપૂર્વ અવસર!)

મહાવીરદર્શન-કથા

'સર્વના - વિશ્વના કલ્યાણાર્થે વિહરવા - વિચરવાનો / મહાભિનિષ્ક્રમણનો, પરમ ભાગવતી દીક્ષાનો - દીક્ષા કલ્યાણક'નો - અપૂર્વ અવસર....!

પ્રવક્તા (F): એ પરમ પાવન, સર્વકલ્યાણકર દીક્ષા-કલ્યાણક....એની એ વિશાળ, ભવ્ય, અનેકરૂપિણી શોભાયાત્રા.... તેમાં બહારથી બંધુ રાજા નંદિવર્ધન અને અંદરથી શક્રેન્દ્ર દ્વારા સુનિર્મિત વિરાટ 'ચંદ્રકાંતા શિબિકા ....અને તેમાં કુલવૃદ્ધાઓ વચ્ચે વિરાજેલા અને સર્વેની વંદના - અનુમોદના ઝીલતા રાજકુમાર વર્ધમાન ....!

દૃશ્ય

પ્રવક્તા (M): ...અને અંતે આ શોભાયાત્રાનું જ્ઞાતખંડવનના અશોકવૃક્ષ નીચે આવી થંભવું, વર્ધમાનકુમાર દ્વારા સર્વ દેહાલંકારોનું ઉતારવું, ......હંસલક્ષણ સાડીમાં તેનું ગ્રહણ થવું...પંચમુષ્ટિ કેશલોચ દ્વારા શેષ-શોભાવત્ તેમના તેજોપુંજ મસ્તકનું શોભવું. ......સ્વયં જ સામાયિકવ્રતનું ઉચ્ચારવું.... સર્વ દેવ-મનુજગણો સ્વજન-પ્રજાજનો દ્વારા "ધન્ય ધન્ય પ્રભુ"ના અનુમોદના નાદો અને જયઘોષોનું ગુંજી ઊઠવું અને દિવ્ય સુરપુષ્પોનું વરસવું... અદ્ભુત અદ્ભુત, અભૂતપૂર્વ (હતું) આ દૃશ્ય ....!

પ્રવક્તા (F): તેમનો આ સર્વસંગપરિત્યાગ - અને તે પણ 'એકલો' જ, સ્વયંસ્વીકૃત, 'સ્વાધીનત્યાગ' હતો, 'પરાધીન-ત્યાગ' નહીં!

સૂત્રપંક્તિગાન (M) "— એ સ્વાધીન ત્યાગમાં:—

વસ્ત્ર, ગંધ, અલંકારો, સ્ત્રીઓ ને શયનાસનો (અનુષ્ટુપ)
પરાધીન-પણે જે ત્યાગે, ન તો ત્યાગી તે બને,
(પણ) જે પ્રિયકાન્ત ભોગોને, પામીને અળગા કરે
ત્યારે જ ત્યાગી તે ખરે !...............''

[— દશવૈકાલિક સૂત્ર : મુનિશ્રી સંતબાલજી.....]

સદ્ગુરુવાણી ઘોષ : (F) " મહાવીરે ...કંચનવર્ણી કાયા, યશોદા જેવી રાણી, અઢળક સામ્રાજ્ય-લક્ષ્મી અને મહાપ્રતાપી સ્વજન પરિવારનો સમૂહ છતાં તેની મોહિનીને ઉતારી દઈ, જ્ઞાનદર્શનયોગ પરાયણ થઈ (એણે) જે અદ્ભુતતા દર્શાવી છે તે અનુપમ છે......" [— ભાવનાબોધ ઉપોદ્ઘાત : શ્રીમદ્ રાજચંદ્રજી]

પ્રવક્તા (M): આમ આખરે —

ગાન (M): "સર્પની કાંચળી માફક એક દી' આ સંસારનો ત્યાગ કરે,
મહેલ-મહેલાતોમાં વસનારો હવે જંગલ જંગલ વાસ કરે!" [શાંતિલાલ શાહ]

જંગલ જંગલ વાસ —

પ્રવક્તા(M): { સર્વસંગપરિત્યાગના (આ) વનવિહારમાં હવે બસ એકલા, અસંગ, એકાકી વિચરવાનું — ગિરિગુફાઓ ગુફાઓ ને સ્મશાનો-ખંડેરોમાં ... વાદ્યસિંહ સંયોગોમાં ... ઘોર પરિષહો-ઉપસર્ગો-પ્રતિકૂળતાઓ વચ્ચે :... સર્વત્ર આત્મભાન-

ધૂન -પૂર્વક, અપ્રતિબદ્ધપણે, સતત સજાગપણે વિહરવાનું — સિંહવત્ ને ભારંડ પક્ષી વત્ ! ... ક્યાંય કોઈ (સ્વીકાર-અસ્વીકાર નહીં) પસંદગી નહીં, ગમો-અણગમો નહીં, પરિ--સ્થિતિઓનો લેશમાત્ર (પ્રતિબંધ) અભાવ નહીં !! choiceless, conditionless, AWARENESS : absorbed everywhere in the Deeper & Deeper all-pervading (conscious) infatuation & hatred-less, SELF, ABSOLUTE SELF !!!

..... એ પરમ નિઃસંગદશામાં નિર્દ્વંદ્વ, નિર્બંધ આનંદવિહાર — મુક્તવિહાર, બાહ્યાંતર ગ્રંથિવિહીન જીવનવિહાર દૃષ્ટિ સામે (પેલા) પંચમજ્ઞાનને પામવાનું

(ઘોષગાન) એક જ લક્ષ્ય : "કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન
કહીએ કેવળજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ."

[આત્મસિદ્ધિ શાસ્ત્ર : શ્રીમદ્ રાજચંદ્રજી]

વિધિ

પ્રવક્તા(F): આમ પ્રભુનો થયો સર્વસંગપરિત્યાગ ....વીત્યો દીક્ષા-કલ્યાણક પ્રસંગ.... —પલાયન કરીને નહીં, ક્ષમા, સમજાવટ ને સ્નેહપૂર્વક, પૂર્વતૈયારી સહ ને સર્વ સંસાર-ત્યાગી કર્તવ્યો સંપન્ન કર્યા બાદ લેવાયેલી આ ભાગવતી દીક્ષાના સમયે, જન્મજાત ત્રણ જ્ઞાનથી યુક્ત વર્ધમાન મહાવીરને ચોથું "મનઃપર્યવજ્ઞાન" (સર્વના મનોભાવોને જાણી શકાય એવું જ્ઞાન) ઉત્પન્ન થયું ..... અને પ્રભુ ચાલી નીકળ્યા પોતાના આત્માની સમગ્રતા ને પૂર્ણતામાં પ્રાપ્તિ કરાવનાર આ એમના ઈપ્સિત પંચમ જ્ઞાન અને પંચમ ગતિ મોક્ષની, મોક્ષમાર્ગની, શોધમાં — અનંત, અજ્ઞાત આત્મપથ પર — એકાકી, એકલા, અસંગ.../ (Instrumentals : soormandal +)

પ્રવક્તા(M): .....આ સર્વસંગપરિત્યાગના સમયે, આજસુધી જેમને માનસિક રીતે તૈયાર કર્યાં હતાં એ પત્ની (યશોદા) અને પુત્રીની (પ્રિયદર્શના) અંતર્દશા કેવી રહી હશે ? એમના અંતરમાં ત્યારે કેવા ભાવ, કેવા આંદોલન ઊઠ્યાં હશે ? વનવાસી લક્ષ્મણની 'ઉપેક્ષિતા ઊર્મિલા', મધ્યરાત્રિના સમયે ગુપ્ત રીતે મહાભિનિષ્ક્રમણ કરી ચાલ્યા જનાર સિદ્ધાર્થ-

ધૂન તથાગત ગૌતમબુદ્ધની (વિરહિણી) પત્ની યશોધરા અને પશુસૃષ્ટિ કાજે તોરણથી જ પાછા ફરી ગયેલા નેમકુમારની વાગ્દત્તા રાજુલ — આ સર્વેની મનોભાવનાઓની તુલનામાં ઊર્ધ્વચેતા યશોદાના મનોભાવો તો સૌથી નિરાળા, સૌથી ઉચ્ચ જ રહ્યા હશે (ને) ....?

પ્રવક્તા(F): વિચાર ઊઠે છે — વાસ્તવમાં ભગવાન મહાવીરના જીવનમાં — તેમના ઉદાત્ત, ભવ્ય સાધનામય જીવનનાં નિર્માણમાં (સમાનધર્મા) યશોદાનું મૂક યોગદાન શું

ધૂન (ઓછું) થોડું હશે ? (pause... instrument...) અને નારી-ઉદ્ધારક, ભાવિમાં મનુષ્ય સંઘમાં

(શ્રાવિકા + સાધ્વી બંને રૂપે)

નારીને ગૌરવભર્યું 'સ્થાન અપાવનારા પ્રભુ વીરે પોતાની (જ) આવી મહાન અર્ધાંગિની માટે કશું વિચાર્યું હશે ? કે — (એમણે–)

પ્રવક્તા (M): (કે) "હું દેહાદિ સ્વરૂપ નથી અને દેહ-સ્ત્રી-પુત્રાદિ કોઈ મારાં નથી" – એવી સ્પષ્ટ, તીવ્ર આત્મભાવના દ્વારા રાગ-દ્વેષને અને સંસારનાં પુષ્પવત્ કોમળ (કાપી દીધાં) બંધનને કાપ્યાં હશે ?...! સારા યે સંસારમાં નાયકરૂપ રમણીને (રમણી પ્રત્યેની આસક્તિને) કેવળ શોકસ્વરૂપ" માનીને દેવી યશોદાનો ત્યાગ કર્યો હશે ?

ગાનપંક્તિ (M/F) "સકળ આ સંસારમાં રમણી નાયકરૂપ,
એ ત્યાગી ત્યાગ્યું બધું; કેવળ શોકસ્વરૂપ."
[શ્રીમદ્ રાજચંદ્રજી]

પ્રવક્તા (F): — પણ દેવી યશોદાએ – એ સમુન્નત અર્ધાંગિનીએ પોતે શું વિચાર્યું હશે ?

કાવ્યગાન: "જે દિવસે મહાવીરે પોતે, ત્યાગી થવાનું કહ્યું હશે,
દેવી યશોદા દિલમાં તમારા, તવખતે શું થયું હશે ?
પરણ્યા ત્યારે જાણ હતી કે પ્રીતમ છે વૈરાગી ?
એવો જરી યે ખ્યાલ હતો કે તમને જશે એ ત્યાગી !
જાણીને તમે રાજી થયેલા કે દિલમાં દુઃખ થયું હશે ?
એક તરફ છે પ્રેમ પતિનો, બીજી તરફ છે દીક્ષા,
એક હૃદયમાં ભોગ દીસે તો બીજામાં છે ભિક્ષા
એનો વિચાર કરતાં મનમાં કેવું મંથન થયું હશે !
'તમને નહિ જવા દઉં સ્વામી' એવું કદી કહ્યું 'તું ?
કે 'સુખથી ભલે સિધાવો' એવું વેણ કહ્યું 'તું
વિદાય વખતે હર્ષ હતો કે છાનું રુદન કર્યું હશે ?
✓ કદીય તમને થયું હતું કે પતિની સાથે જાઉં,
નેમની પાછળ રાજુલ ચાલી, એવી રીત નિભાવું !
કે નાનકડી પુત્રી* ખાતર ઘરમાં રહેવું પડ્યું હશે ? (*પ્રિયદર્શના)
✓ કોઈ ન જાણે દેવી તમારી કેવી હશે સમસ્યા ?
મહાન ત્યાગી પતિની પાછળ કેવી હશે તપસ્યા ?
અબોલ છે ઈતિહાસ તમારો, તમને શું શું થયું હશે ?" [જે દિવસે..... શાંતિલાલશાહ સ્તવનમંગલ]

પ્રવક્તા (F): — એ અબોલ ઈતિહાસમાં ભગવાનના બંને માતા દેવાનંદા અને ત્રિશલાના જેવું જ ઉચ્ચ સ્થાન શું યશોદાને પણ ન આપવું જોઈએ ?

ગાન D/ "ત્રિશલા દેવાનંદા બંને પ્રભુ વીરની માતા
શાસનના ઈતિહાસે બંને નામ અમર થઈ જાતા.... ⊗ →

notes

⊛ ब्राह्मण-क्षत्रिय जाति વંશના સંસ્કારો સિંચનારી ....
A/- વીરની પત્ની દેવી યશોદા, જેણે નામ ઉજાળ્યું
પતિના સુખને કાજે જેણે નિજનું સુખ વિસાર્યું
આત્મવિલોપનની યશગાથા યશોદા સરજનહારી."

પ્રવક્તા (F) — ગમે તે હોય... પણ આત્મલીન પ્રભુવીર તો સ્વ-નિર્ધારિત સર્વ-સંગપરિત્યાગના પથ પર ચાલી નીકળ્યાં છે.... (pathetic Music)

(BGM કરુણાત્મ રાગ શિવરંજની) (ભાવવિભોર કથન-સ્વર)... પ્રભુની એ હૃદયવિદારક વિદાયની ઘડી......! એ જ્ઞાતખંડવનની ઘટામાં એમને ડગ માંડતા, આગળ વધતા અને અદૃશ્ય થતા જોઈ પત્ની યશોદા, પુત્રી પ્રિયદર્શના અને બંધુ નંદીવર્ધનના વિરહવેદના ભર્યા વિલાપસ્વર ગુંજી ઊઠ્યા —

કરુણતમ ગીત શ્લોક: (M) "त्वया विना वीर कथं व्रजामो? गोष्ठिसुखं केन सहाचरामो?"

પ્રવક્તા (M) "હે વીર! તમારા વિના શૂન્યસમ ભાસતા એ પ્રાસાદમાં અમે કેવી રીતે જઈશું? હે બંધુ! હવે અમને તમારી સાથેની ગોષ્ઠિનો આનંદ ક્યાંથી મળશે? કોની સાથે બેસીને અમે હવે ભોજન કરીશું?......"

પ્રવક્તા (F) — પરંતુ નિર્ગ્રંથ, નિઃસંગ, નિર્મોહી મહાવીર તો ચાલી નીકળતા પ્રથમ પ્રસ્થાન સમયથી જ આ ભીષણ પ્રતિજ્ઞા કરે છે કે —

Echo પ્રતિજ્ઞા-ઘોષ (M) (પ્રતિધ્વનિ સહ) "બાર વર્ષ સુધી.... જ્યાં સુધી મને કેવળજ્ઞાન પ્રાપ્ત નહીં થાય ત્યાં સુધી ન તો શરીરની સેવા-શુશ્રૂષા કરીશ, ન દેવ-દાનવ-માનવ-તિર્યંચના ઉપસર્ગોનો વિરોધ કરીશ, ન મનમાં કિંચિત્ માત્ર પણ ઉદ્વેગ ઊઠવા દઈશ."

પ્રવક્તા (F) — અને હવે અહીંથી આરંભાઈ એમની આ ભીષણ પ્રતિજ્ઞાઓની કસોટી-સ્વરૂપ સાડા બાર વર્ષની આત્મકેન્દ્રિત સાધનાયાત્રા — જેમાં સ્વયં ઇન્દ્રની સહાય-પ્રાર્થનાનો પણ અસ્વીકાર કરી, બીજી અનેક ભીષણ પ્રતિજ્ઞાઓને પણ એમાં જોડતાં, પ્રભુ આગળ ચાલ્યા..... (Soormandal.... Terrific Effects.. roarings of clouds & wild Animals... sounds of Horrors....)

Echo પ્રતિજ્ઞા-ઘોષ (M) (પ્રતિધ્વનિ સહ) "હવેથી અપ્રીતિકર સ્થાનમાં નહીં રહું.... સદા ધ્યાનમાં લીન રહીશ.... સદા મૌન રહીશ..... હાથમાં જ ભોજન લઈશ અને ગૃહસ્થોનો વિનય નહીં કરું...."

S/ch ગાન P/ch • ઘોર અરણ્યે ઘૂમતો જાતો જોગી આ પગપાળો,
માન મળે, અપમાન મળે કે આપે ભલે કોઈ ગાળો!

S/ch/P P• મારગ એનો જંગલ-ઝાડી ને કંટક-ઝાંખરા વાળો,
ch કંઈ કંઈ વેળા સાથમાં રે'તો મંખલી-પુત્ર ગોશાળો.

P• આફત ને ઉપસર્ગની ફોજની ફોજ એને પડકારતી 'તી,
Ch આંધી-તોફાન ને વીજકડાકે, કુદરત પણ લલકારતી 'તી।
P• દેવ ને દાનવ, ને વળી માનવ, પશુ પંખી કંઈ ડંખી રહ્યાં
Ch હસતે મુખડે તો ય મહાવીર, સહુનું મંગલ ઝંખી રહ્યા।
P• દુઃખથી લેશ નહીં ડરનાર એ, સામેથી દુઃખને ડારતો 'તો (૨)
Ch સુખની શીતળ છાંય વજીને, દાવાનળે ડગ માંડતો 'તો (૨)
P• લ્હાડના લ્હાડ તૂટ્યાં પણ એ પડછંદ બની ધીર ધરતો 'તો (૨)
Ch સહાય કરવા ઈન્દ્ર આવ્યા ત્યારે ઈન્દ્રને પણ વારતો 'તો॥ (૩)
[શાંતિલાલ શાહ]

પ્રવક્તા (M): અભય, અદ્વેષ અને અખેદ—સાધનાના આ ત્રણ આવશ્યક ગુણો સાથે સાધનામાર્ગે આગળ વધવા માટેના ત્રણ પ્રાથમિક જયો છે— આહાર-જય, નિદ્રાજય અને આસનજય —
— ત્યારે સાડાબાર વર્ષની આ લાંબી સાધનાયાત્રામાં પ્રભુએ આહાર તો લીધો હતો જ કેટલો? દેહાતીત દશામાં, તે પણ!
નિદ્રા પણ કેટલી લીધી? યોગ-નિદ્રા! સતત અંતરધ્યાનરૂપ નિદ્રા..
અને 'આસન'...? જે આસન પર સ્થિર થયા તેમાં કેવી અદ્‌ભુત, અપૂર્વ સ્થિરતા!! પૂર્ણ નીરોગી મહાયોગી, યોગીનાથ યોગીશ્વર મ. ક્યા યોગાસન નહોતા?
—— અને ત્યારે તેમનામાં પ્રગટી હતી આત્માનુભૂતિની લાલી.... એ અકૃત્રિમ આભા.... અભય-અદ્વેષ-અખેદયુક્ત પ્રસન્નતા, ગહન અંતરસાગરમાંથી નીકળેલાં એ આનંદ-રત્ન...અને મોતીઓથી ભરેલો એ થાળ~

S ગાથાશ્લોકગાન: (M) "શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ; દ દ
બીજું કહીએ કેટલું, કર વિચાર તો પામ!" [શ્રીમદ્ રાજચંદ્રજી : આત્મસિદ્ધિ ૧૧૭]

પ્રવક્તા (F): —પરંતુ નિજધામનું પ્રભુનું આ ધ્યાન તેમનાંમાં નિશ્ચય-વ્યવહાર, ઉપાદાન-નિમિત્ત, અનુકૂળ-પ્રતિકૂળ— સર્વેનો સમન્વય સાધતું તેમને પાર લઈ જઈ રહ્યું કેવળ ને કેવળ નિજસ્વભાવ ભણી. પ્રભુ આ સહજ, શુદ્ધ દ આત્મસ્વરૂપની પોતાના મૌન દ્વારા જ ભવ્ય સુયોગ્ય જીવોને પ્રતીતિ કરાવતા રહ્યા.....

P/S/Ch ગાન (M) "હું તો આત્મા છું જડ શરીર નથી.... (BS B2 મહદ્યમણ)
શરીરાકાર રહી શરીર ન થાઉં, લવણ જેમ જળમાં સહી
રત્ન-દીપ જેમ સ્વ-પર પ્રકાશક, સ્વયં-જ્યોતિ હું પ્રગટ અહીં!
સ્વયંજ્યોતિ...સ્વયંજ્યોતિ....સ્વયંજ્યોતિ.!! [યો.યુ.શ્રી. સહજાનંદઘનજી]

P/ch गान • हम ऐसे देश के वासी हैं, हम सिद्ध-देश के वासी हैं; धुन
हम महाविदेह के वासी हैं, हम सिद्धालय के वासी हैं....
धुन हम सिद्धलोक के वासी हैं, हम सिद्धशिला के वासी हैं...! धुन
— जहाँ राग नहीं और द्वेष नहीं; जहाँ मोह नहीं और शोक नहीं, हम ऐसे देश के/

પ્રવક્તા(F): — જે આત્મપ્રદેશમાં, જે આત્મલોકના ઊર્ધ્વગગનમાં પ્રભુ અપ્રમત્તપણે વિચરી રહ્યા હતા, જે આત્માને ખોળવા અને પૂર્ણ સમગ્રતામાં પામવા તેઓ નીકળ્યા હતા, તે હવે તેમને પ્રાપ્ત થઈ ગયું હતું —

P/ch ગાન • "સચ્ચિદાનંદી શુદ્ધ સ્વરૂપી, અવિનાશી હું આત્મા છું"
ધુન (F) — આ એ જ ભાવ હતો, ધ્યાનનો એ જ સાગર હતો, જેના અતલ ઊંડાણમાંથી પ્રભુ સહનશીલતાનાં, ક્ષમા અને નિર્લેપ સ્નેહ-કરુણાનાં અમૂલ્ય મોતી લઈ આવ્યાં હતા, અન્યથા આવા ઘોર કષ્ટ, પરિષહ, ઉપસર્ગ કેમ કરી સહી શક્યા હોત?

પ્રવક્તા(M): ...ઊભા હોય ત્યારે પણ, બેઠા હોય ત્યારે પણ અને ચાલતા હોય ત્યારે પણ સર્વત્ર આ સજગ, સહજસમાધિમય, અંતરસ્થિત ઉપયોગવંત આત્મધ્યાન — 'જયં ચિટ્ઠે જયં ચરે...!'

ધુન પ્રવક્તા(F) વિશુદ્ધ આત્મધ્યાન, ઘોરાતિઘોર ઉપસર્ગોની વચ્ચે પણ અડોલ આત્મધ્યાન, જેમાં —

P ગાન(M) "એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા, પૂર્ણ કલંકરહિત અડોલ સ્વરૂપ જો.
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય, અગુરુ-લઘુ, અમૂર્ત, સહજપદરૂપ જો."

પ્રવક્તા(M): આવા ઉપસર્ગો-પરિષહો વચ્ચે અને તપસ્યાઓની સાથે સાથે પ્રભુએ કરાયેલ ને વિકસેલ આવું અપૂર્વ ધ્યાન, સહજસમાધિમય સતત, અખંડ આત્મ-સ્વરૂપ ધ્યાન...! માનવ ઇતિહાસે એક સાથે, અક્ષય ધારાવત્, આટલી સંખ્યામાં ન તો ક્યારેય જોયું છે, ન સાંભળ્યું છે, ન કલ્પ્યું છે!! અજોડ, અદ્વિતીય, અનુપમેય, અભૂતપૂર્વ !!!

પ્રવક્તા(F): બાહુબલી, ગજસુકુમાલ મહામુનિ કે સ્કંધકમુનિ આદિનાં ધ્યાન પણ આવા ઘોર ઉપસર્ગયુક્ત કે આટલી દીર્ઘ અવધિનાં તો નહીં જ!

પ્રવક્તા(M): જ્યારે પ્રભુ વીરના અખંડ આત્મધ્યાનની — ઘોરાતિઘોર ઉપસર્ગો વચ્ચે ચાલેલા આત્મધ્યાનની — કલ્પના પણ કાળજા કંપાવનારી ને રૂંવાડાં ઊભા કરી દેનારી છે! ક્યાં મળશે જોવા આવું ધ્યાન?

પ્રવક્તા (F) — શૂલપાણિ યક્ષના રાતભરના ઉત્પાત, ઉપસર્ગ અને પ્રભાતે પ્રભુને આવેલાં ૧૦ સ્વપ્ન.
" (M) — ચંડકૌશિક નાગના દંશભર્યા ઉપસર્ગ સમયે 'બુજ્ઝ બુજ્ઝ ચંડકોસિયા!' ના મધુર સંબોધન દ્વારા એને કરાવેલું જાતિસ્મૃતિજ્ઞાન..... (Music Instruments)
" (F) ચોરાકના પહેરેદાર, રાઢ દેશના અનાર્ય લોકો અને કૂપરના ગ્રામજનોએ આપેલાં મારણાંત કષ્ટ....
" (M) દઢભૂમિના પેઢાલ ઉદ્યાનમાં સંગમક દેવના મિસ-લેશ્ય કાળચક્ર, વાતચક્ર, સિંહ આદિના વીસ મરણાંત ઉપસર્ગો! (Sound: Terror Effects)

notes

પ્રવક્તા(F): બારદેશમાં કઠિન કર્મોને છેદનાર ઝિલનાનાં ઉત્પાત...
" (M): શાલશીર્ષ ગ્રામમાં ધ્યાન-લીન પ્રભુને ત્રિપૃષ્ઠના ભવની અપમાનિત રાણી કટપૂતના વ્યંતરીના શીતજળ-ઉપસર્ગ (અંતે લોકાવધિજ્ઞાન પ્રકટાવનારા) અને ગોવાળ દ્વારા કાનમાં છ માસ રહેલા શરકટ વૃક્ષના ધારદાર ખીલાનું ઠોકવું....!
" (F): ધ્યાનસ્થ પ્રભુના ચરણોમાં સુલટોએ પ્રગટાવેલ અગ્નિજ્વાળાઓ અને કૃતઘ્ન ગોશાળક દ્વારા છોડાયેલી તેજોલેશ્યા!
" (M) અચ્છંદક જેવા પાખંડી જ્યોતિષીનો દંભપ્રસંગ.....
" (F) પ્રભુ-મહિમાની સહુને પ્રતીતિ કરાવવાના હેતુથી ઈન્દ્ર દ્વારા સામુદ્રિક નિમિત્તજ્ઞ પુષ્યની સહાયતા.
" (M): આવાં તો અનેક પ્રસંગો, ઉપસર્ગ-ઉત્પાતો, પરિષહો ને તપશ્ચર્યાઓ! પરંતુ બધું જ ગુપ્ત-અપ્રકટ, એકાકી-અસંગ મૌન આત્મધ્યાનપૂર્વકનું, સ્વયંની જ સહાય ભરેલું...!
" (F): અન્ય કોઈની ય સહાય કે આધારની આવશ્યકતા જ ક્યાં હતી એ સ્વ-નિર્ભર પુરુષ-સિંહ-પૂર્ણપુરુષ-પુરાણપુરુષને? કે જેની સ્વયંની આત્મશક્તિ જ હતી અવ્યાબાધ, અસીમ, અનંત....!

મંત્ર-સૂત્ર ઘોષ(M): "अहो! अनंत वीर्यमयम् आत्मा !" (3) (આચારાંગ સૂત્ર)

પ્રવક્તા(M) આત્માની આ અનંત શક્તિ પર જ તો સ્થિર થવાનું હતું, ચિર-વિકસિત અને પ્રસરિત થવાનું હતું — 'મહાવીર દર્શન', નિર્ગ્રંથ દર્શન, પ્રભુનું સર્વોદય તીર્થરૂપ મહાશાસન...! આ અતુલ તીર્થ-પ્રવર્તન-ધર્મચક્રપ્રવર્તનનાં જ તો ગુણગાન ગાવાનાં હતા સુરાસુર, ઈન્દ્ર-મહેન્દ્ર, બુધજન-અબુધજન

P (ગાનપંક્તિ) અખિલ ત્રિભુવનના સમસ્ત પ્રાણીગણ 'ભુવનેશ્વર હે! મોચન કરો, બંધન સબ મોચન કરો હે!'નું આ સ્તુતિ-ગાન કરતાં — (રવીન્દ્ર સંગીત)

S શ્લોકગાન(F) "वीरः सर्व सुरासुरेन्द्र महितो, वीरं बुधा संश्रिताः ।
वीरेणाभिहतः स्वकर्मनिचयो, वीराय नित्यं नमः ॥
वीरात् तीर्थमिदम् प्रवृत्तमतुलं, वीरस्य घोरं तपो ।
वीरे श्री-धृति-कीर्ति-कान्ति-निचयः श्री वीर भद्रं दिश ।" (શિખરિણી)

પ્રવક્તા(F): પ્રભુ વીરે પોતાનાં અપરિમિત આત્મસામર્થ્ય અને દૃઢ આત્મસંકલ્પના બળથી સહન કરેલા અનેકાનેક ઉપસર્ગોમાં ~
પ્રવક્તા(M): ~ મધ્યમ કક્ષાનો ઉપસર્ગ હતો ગોવાળ દ્વારા કાનમાં ઠોકાયેલા ખીલાનો, જે છ છ માસ સુધી કાનમાં જ રહીને પ્રભુને પીડતો રહ્યો અને વૈદ્ય દ્વારા એ શલ્ય દૂર કરાતી વેળાએ થયેલી અસહ્ય વેદનાથી પ્રભુમુખમાંથી પણ નીકળી ગયેલી ભયંકર ચીસ!

પ્રવક્તા(F): — અને ઉત્કૃષ્ટ કક્ષાના ઉપસર્ગ હતા : સંગમક દેવ દ્વારા કરાયેલ વીસ કાળચક્ર-વાતચક્રાદિ ઘોર મરણાંત ઉપસર્ગ અને પ્રભુ પાછળ પાછળ ભટકતા ગોશાલક દ્વારા કરાયેલ ભીષણ 'તેજોલેશ્યા" અર્થાત્ પ્રચંડ, પ્રાણઘાતક, અસીમ, ઉગ્ર અગ્નિધારાના ઉપસર્ગ !

પ્રવક્તા(M): પણ "अंतहीन नोहतो अंधकार(२) कठिन आघाते भेंगेछे बंधकार" (રવીન્દ્રસંગીત) અંધકાર સુદ્ધાં અંતહીન થોડો જ હોય છે? જ્ઞાન-ધ્યાનના કુઠોર આઘાતથી એ ભાંગવાનો જ ! ... અનાદિથી ચાલ્યો આવતો વિભાવ-અંધાર પણ ક્યાં સુધી ટકવાનો હતો આ રત્નદીપવત્ સર્વ અને સ્વ-પર પ્રકાશક જ્ઞાનપ્રકાશની સામે (સમક્ષ) ?... બહુ જ અલ્પ કાળ-ખંડ શેષ હતો હવે, કોટિ કોટિ સૂર્યોથી એ અધિક તેજસ્વી એવા શુદ્ધાત્માના એ કૈવલ્ય-પ્રકાશના પ્રાકટ્ય માટે ~

દૂહો

P ગાયકગાન " કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય,
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય !" (શ્રીમદ્ રાજચંદ્ર: આત્મસિદ્ધિ ૯૮)

પ્રવક્તા(F): અને પછી ~

" (M): ધ્યાનલીન મહાતપસ્વી મહાવીર વિહાર કરતાં કરતાં કૌશામ્બી નગરીમાં પધાર્યા.....જ્યાં પ્રતીક્ષા કરી રહી હતી ~

" (F): ~ ચંદનબાળા.....!

" (M): અત્યંત અદ્ભુત છે ઈતિહાસ એ રાજકુમારીનો, વૈશાલી નગરીમાં વેચાયેલી એક નારીનો....ગ્રંથો એના સાક્ષી છે — પાંચ માસ અને પચાસ દિવસના ઉપવાસી, ભવિષ્યદર્શી પ્રભુ મહાવીરનો મહા અભિગ્રહ હતો (કે) ~

દૂહો પ્રતિજ્ઞા-ઘોષ (M) (પ્રતિધ્વનિ સાથે): " જ્યાં સુધી એક ઉચ્ચ કુળની, કર્મવશ દાસી બનેલી, મુંડિત કેશ અને બંદી શરીરવાળી, અશ્રુપૂર્ણ નેત્ર અને હાથમાં અડદના બાકળા લઈ ઊભેલી અબળા ભિક્ષા આપવા માટે દ્વાર પર પ્રતીક્ષા કરતી ન મળે, ત્યાંસુધી કોઈની પાસેથી ભિક્ષા ગ્રહણ નહીં કરું."

પ્રવક્તા(F): એ જ મહાભાગ્યવતી નારી હતી આ ચંદનબાળા ~

DHP CH/S ગીત : ચંદનબાળા ! તારો અદ્ભુત છે ઈતિહાસ ...એ ઈતિહાસના પૃષ્ઠ પૃષ્ઠ પર પ્રગટે દિવ્યપ્રકાશ.. (चन्दनबाला ! तेरा अद्भुत है इतिहास .)
એક દિવસ હતી રાજકુમારી, રાજમહેલમાં તું વસનારી,
દાસી થઈ વેચાણી તો યે થાતી ના ઉદાસ ! ~ ચંદનબાળા !
વીર પ્રભુને દીધી ભિક્ષા, પ્રભુએ પ્રેમે આપી દીક્ષા,
શ્રદ્ધાના દીવડાથી દિલમાં, કરી દીધો ઉજાસ ! ~ ચંદનબાળા ! (શાંતિભાઈ શાહ)

દૂહો પ્રવક્તા (F): — આમ ચંદનબાળા જેવી અનેક દુઃખી છતાં ભવિ નારીઓને ઉદ્ધારતાં, સાધનામાર્ગે દોરતાં, ગોશાળા-સમ ઉપસર્ગકર્તાઓને પણ ક્ષમા કરતાં, અનેક ઉપસર્ગોની હારમાળાઓને પાર કરતાં ધ્યાનલીન મહાવીર, નિર્ગ્રંથ જીવનના સાડાબાર

**મહાવીર દર્શન-કથા** (કેવળજ્ઞાન કલ્યાણક)

(Extra-emo. expression)

વર્ષોને અંતે .... એક દિવસ...... આવી પહોંચ્યા પોતાની ઉદ્દેશ્યસિદ્ધિના, અંતિમ આત્મસિદ્ધિના દ્વાર પર ........ (Soft Celestial Music)

પ્રવક્તા(M): (superb ectasical expression) વૈશાખ શુક્લા દસમીનો દિવસ, ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર, એ ધીમે ધીમે નમી રહેલી બપોર .... એ જૃંભક ગ્રામ .... એ ઋજુવાલુકા નદી.... શ્યામાક નામક ખેડૂતના ખેતરની એ શ્યામલ ધરતી ...... અને એ જ શાલનું વૃક્ષ ......... !

(F): આ જ ..... આ જ શાલ વૃક્ષની નીચે, ..... ગોદોહિકા આસનમાં 'પૃથક્ત્વ વિતર્ક વિચાર'ના પરાકોટિના શુક્લધ્યાનમાં લીન નિર્ગ્રંથ મહાવીર .....!

=BGM= (પાર્શ્વગાન) "ભિન્ન છું સર્વથી, સર્વ પ્રકારે, ભિન્ન છું ...(૨)" (સહગાનધ્યાન)

(M): આત્મધ્યાનના આ મહાસાગરના ઊંડાણમાં એમને આ સ્પષ્ટ, પારદર્શી અનુભૂતિ થઈ: "શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન.... કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન .... આતમભાવના ભાવતાં"

Echo અનુભૂતિઘોષ: (M/F) (પ્રતિધ્વનિ) "પરે, શબ્દોના કોલાહલથી / વિચારોની હલચલથી / ચાલી ગયા છે એક શાંત, સ્નિગ્ધ નીરવતામાં અનેક પ્રહર ....(સારો યે કાળખંડ.......) મનચાહ્યું એકાંત છે જ્યાં હું છું, હું = સ્વયંનું, સ્વાત્માનું અસ્તિત્વ .... અને સાથે છે એક પ્રશાંત મહાસાગર સ્વાત્મ શુદ્ધ સ્વરૂપનો મહાસાગર, જેના અતલ ઊંડાણમાં છે ચન્દ્રવત્ નિર્મલ, સૂર્યવત્ વ્યાપ્ત, સાગરવત્ ગંભીર 'चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा, सागरवरगंभीरा' એવો સ્વયં હું જ, કેવળ હું, ચૈતન્યસ્વરૂપી જ્ઞાતા-દ્રષ્ટા હું = આત્મા ;; શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન આત્મા ..........

[સ્વ. કુ. પારુલ ટોલિયા : 'પારુલ પ્રસૂન' + लोगस्स महासूत्र]

P ધૂન-ગાન: "શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયં જ્યોતિ સુખધામ ....(૨)"

S + (સમાસમૂહધૂન): "કેવળ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન, કહીએ કેવળજ્ઞાન તે દેહ છતાં નિર્વાણ."

P • "સચ્ચિદાનંદી શુદ્ધ સ્વરૂપી, અવિનાશી હું આત્મા છું ...(૨)"

S • "આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે ..(૪)"

અનુભૂતિઘોષ: (M) (Echo Voice) "હું આ સર્વ સંગો-સંબંધોથી સર્વથા ભિન્ન, કેવળ ચૈતન્યસ્વરૂપી જ્ઞાતા-દ્રષ્ટા આત્મા છું: વિશુદ્ધ, સ્વયંપૂર્ણ, અસંગ. મારો આ પરિશુદ્ધ આત્મા જ પરમાત્માનું સ્વરૂપ છે — अप्पा सो परमप्पा ... सोऽहं, सर्वथा भिन्नोऽहं ... शुद्धात्म स्वरूपोऽहं ...!"

ધૂન-ગાન: (BG Super-Imposed Chorus R)
"સચ્ચિદાનંદી શુદ્ધ સ્વરૂપી, અવિનાશી હું આત્મા છું ...."(૪/૨)
"આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે ..." (૪/૨)
(Musical Instrumental Repetition)

**મહાવીર દર્શન-કથા** (કેવળજ્ઞાન કલ્યાણક)

(BG નુ: આતમભાવના ધૂન)

પ્રવક્તા(F) — અને પોતાના આ અસંગ આત્માનું એ ધ્યાન સિદ્ધ થતાં જ પ્રસ્ફુરિત થવા લાગી પ્રભુના વદન પર (અભૂતપૂર્વ) પ્રફુલ્લ પ્રસન્નતા, કાયા પર કંચન સમ કાંતિ, શ્વાસોચ્છવાસમાં સુગંધ, વાણીમાં માધુર્ય, વાતા-વરણમાં પરમ પ્રશાંતિ, આકાશમાં દિવ્ય સંગીતની સ્વરાવલિ અને આત્મામાં એ સર્વદર્શી, પરિપૂર્ણ પંચમજ્ઞાન — અનંત, અનુપમ, નિર્વ્યાઘાત, નિરાવરણ, સંપૂર્ણ-શ્રેષ્ઠ — કેવળજ્ઞાન ને કેવળ દર્શનની દિવ્ય જ્યોતિ. (Divine Celestial Music)

સૂત્ર-ઘોષ: "जे एगं जाणइ से सव्वं जाणइ।" : "જેણે આત્મા જાણ્યો, તેણે સર્વ જાણ્યું" [આચારાંગ: નિ. પ્ર.]

પ્રવક્તા(M): — નિર્ગ્રંથ મહાવીર હવે રાગદ્વેષાદિ બધી ગ્રંથિઓને સર્વથા છેદી-ભેદીને બની ગયા(છે) આત્મજ્ઞ, સર્વજ્ઞ, સર્વદર્શી, વીતરાગ અરિહંત તીર્થંકર ભગવંત! એમનાં દર્શન અને દેશનાનાં શ્રવણ માટે ~

પ્રવક્તા(F): ~ દેવોનાં વિમાન ઊતર્યાં, માનવોના સમૂહ ઊમટ્યા, પશુઓનાં વૃંદ દોડ્યાં.....દિવ્ય સમવસરણ રચાયાં, અષ્ટ પ્રતિહારી સેવામાં ચાલ્યા, દિવ્યધ્વનિ અને દેવ-દુંદુભિના નાદ ગુંજી ઊઠ્યા...! (Rhythm effect)

પ્રવક્તા(M): — પરંતુ આ યે હજુ હતા સર્વજ્ઞ પ્રભુના બાહ્ય વૈભવ.....! જ્યારે એમની અંતરસંપદા — એમના અનંત અનંત જ્ઞાનમય આંતર વૈભવ તો હજુ ભિન્ન હતા, શબ્દાતીત અનુભવજ્ઞાનમય ને અનહદ — અનાહતગાનમય હતા!!

ગાયગાન: "જે જિનદેહ પ્રમાણ ને, સમવસરણાદિ સિદ્ધિ, (દ્રુ)
વર્ણન સમજે જિનનું, રોકી રહે નિજ બુદ્ધિ!" (દ્રુ) (શ્રીમદ્ રાજચંદ્રજી: આત્મસિદ્ધિ)

પ્રવક્તા(F) પ્રભુના એ અનંત આંતર વૈભવ — આત્મવૈભવનું સ્વરૂપ વર્ણન તો માત્ર અનુભવગમ્ય જ! (BG પાર્શ્વગાયગાન: "દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત.....")

પ્રવક્તા(M) બાહ્યાંતર નિર્ગ્રંથ દશામાં, 'દેહ છતાં દેહાતીત દશા'માં જ ગાય વર્તુ હતું તેમાં બહાર-અંદરની બધી જ ગાંઠોને — સર્વ સંગો સંબંધોને છેદી-ભેદીને, પંચ પ્રમાદો ને વિષય-કષાયોને સર્વથા ખંખેરી નાખી શૂન્ય કરીને, મૌન-મહામૌન-ત્રિવિધ મૌન ધરીને, મનથી તો પૂર્ણ મુક્ત થઈને પ્રભુ છદ્મસ્થ અને કેવળજ્ઞાન-પ્રાપ્ત બંને અવસ્થાઓમાં સતત, સર્વત્ર આત્મદશામાં જ વિચરતા રહ્યાં! (Base slow voice)

ચરણો ને વિચરણો પૃથ્વી પર છતાં, ને દેહની અંદર વસવા છતાં, એમનો દિવ્ય વિહાર તો ઊર્ધ્વગગનમાં! બાહ્યપથ ધરતી પર, અંતર્પથ આકાશમાં! બાહ્ય અને આંતરિક, નિશ્ચય અને વ્યવહાર, આ જગતની સમસ્યાઓ અને પરલોકના ગંતવ્યો — એકેયની ઉપેક્ષા નહીં, બંનેનો સમન્વય — જ્યાં જ્યાં જે જે યોગ્ય છે'ની વિવેકદૃષ્ટિમાં. પરંતુ સ્વયંની દૃષ્ટિ તો સદા ઊર્ધ્વ ને ઊર્ધ્વ — એ

ધ્રુ સિદ્ધલોક ભણી કે જે એમનું અંતિમ ગંતવ્ય છે, જ્યાં અંતે એમને પહોંચવાનું છે!

(૮૦)→

⊗

સતત એ જ સંચરણ, એ જ સ્મરણ, એ જ દર્શન— આત્મપ્રદેશનું, શુદ્ધાત્મ-
દૃશ્ય -પ્રદેશનું, સિદ્ધાત્મપ્રદેશનું દર્શન, આનંદ દર્શન, એ દિવ્યપ્રદેશમાં વહેતી
આનંદગંગાનું અહીં (BGM) વસતા પોતાના આત્મપ્રદેશમાં અવતરણ— આનંદગાન આનંદબોધનું ગાન:

P/S/C **આનંદગાન**: "આજ મારા આત્મપ્રદેશે, આનંદગંગા ઉલસી રે;
જ્ઞાનજ્યોતિ પ્રગટી સર્વાંગે, દૃષ્ટિ-અંધતા વાગસી રે.....આજ મારા.
અદ્ભુત આત્મ-સ્વરૂપ નિહાળ્યું, દેહ-દેવળથી ભિન્ન રે,
આત્મ સ્વરૂપમાં જગત નિહાળ્યું, છયે દ્રવ્ય ભિન્ન ભિન્ન રે....આજ મારા.
દૃશ્ય લોકાન્તે પ્રભુ સિદ્ધ નિહાળ્યાં, સુખ સંપત્તિ ભંડાર રે;
દૃશ્ય સિદ્ધ સમાન સ્વરૂપ જ મારું, નિજ સંપત્તિ અધિકાર રે...આજ મારા.
(સદ્ગુરુ સહજાનંદ પ્રતાપે ધન્ય-ધન્ય થઈ આજ રે,
અનુભવગાન કરે ધનબાઈ, પામી આત્મસ્વરાજ રે....આજ મારા)"

[— આત્મજ્ઞા માતાજી ધનદેવીજી, શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, હંપી: ભક્તિઝરણાં-૫]

પ્રવક્તા (M): આવા બાહાંતર મૌનમય આનંદલોકની આનંદગંગામાં સ્નાન કરેલા એ અનંત અનંત આત્મવૈભવ પામેલા પ્રભુનું એ અનુભવગમ્ય—અવ્યક્તવ્ય મૌનદર્શન આજે કેવળજ્ઞાનાંતે જ્યારે અલ્પ પણ મુખરિત થવા લાગ્યું ત્યારે? (Dhvani Instr. Music)

પ્રવક્તા (F): .....(ત્યારે) સાડા-બાર વર્ષોના ગહન-ગંભીર ધ્યાનમય પ્રભુનું એ મહામૌન આજે 'મૌન'માંથી 'નાદ'માં અને નાદમાંથી 'શબ્દ'માં રૂપાંતરિત-પરિવર્તિત થવા લાગ્યું.........શબ્દોનો એ દિવ્યધ્વનિ—

ગંભીર શ્લોકગાન (M): "ગંભીર તાર રવ પૂરિત દિગ્વિભાગસ.............
દિવ્યધ્વનિર્ભવતિ તે વિશદાર્થ સર્વ ભાષા-સ્વભાવ-પરિણામ ગુણૈઃ પ્રયોજ્ય"

પ્રવક્તા (F): એ દિશાઓને ભરી દેતા એ ગંભીર સ્વરે પ્રભુએ પોતાની (જગ-કલ્યાણકારી) અમર દેશનામાં પ્રકાશ્યું—સમજાવ્યું:— [શ્રી ભક્તામર સ્તોત્ર]

સૂત્ર ઘોષ (M) "જીવ શું છે? અજીવ શું છે? આત્મા, કર્મ અને કર્મફળ એટલે શું?... લોક અને અલોકનું સ્વરૂપ કેવું છે? પુણ્ય અને પાપ શું?.... સત્ય અને અસત્ય શું?....આસ્રવ-સંવર અર્થાત્ શું? અને બંધ, નિર્જરા ને મોક્ષ અર્થાત્ શું?......"

"એગો મે સાસઓ અપ્પા, નાણ દંસણ સંજુઓ,
સેસા મે બાહિરા ભાવા, સવ્વે સંજોગ લક્ખણા ।" (સમયસાર)

— જ્ઞાનદર્શન યુક્ત શાશ્વત આત્મા જ મારો છે, શેષ તો સર્વ બાહ્યભાવ છે, જે પરિસ્થિતિજન્ય છે.

પ્રવક્તા (F): સર્વજ્ઞપ્રભુની અવિરતિ દેવો-સમક્ષની (આ) પ્રથમ દેશના નિષ્ફળ, બીજી મહાસફળ!

81 →

←⊛

પ્રવક્તા(M): મધ્યમ પાવાની એ દ્વિતીય દેશનામાં પધાર્યાં હતાં કેટલાક પંડિતો – અનુભૂતિશૂન્ય, પોપટિયા જ્ઞાનવાળા શુષ્કજ્ઞાની, (પોતે માની લીધેલા જ્ઞાનના ગર્વમાં મત્ત મર્કટ પંડિતો – પોથાપંડિતો) આવ્યા હતા (એ) સર્વજ્ઞ પ્રભુ મહાવીરને વાદ-વિવાદમાં પરાજિત કરવા.

" (F): સર્વના મનોજ્ઞાતા, સંપૂર્ણ સમગ્રજ્ઞાની, પ્રેમકરુણાસભર પ્રભુએ પોતાની સુમધુર વાગ્ધારા વહાવી............પ્રથમ ગણધારક પંડિત ઇન્દ્રભૂતિ ગૌતમને એ કંઈ પૂછે એ પહેલાં જ એમના મનમાં ઘૂમરાતા પ્રશ્નનો ઉત્તર (વણપૂછયે જ) આપતાં પ્રભુએ કહી દીધું :—

" (M) "પ્રિય ગૌતમ! સુખપૂર્વક તો આવ્યા છો ને ?.... તારા મનમાં આત્માના અસ્તિત્વ વિષે શંકા (સંદેહ) છે ને? પરંતુ તું તારા વેદ-પદોનો જ સમ્યક્, સાચો અર્થ કેમ વિચારતો નથી? એ પદોનો અર્થ આ થાય છે : વિજ્ઞાનઘન एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति, न प्रेत्य संज्ञास्ति ॥ અર્થાત્ વિજ્ઞાન (=જ્ઞાનદર્શનનો ઉપયોગ), વિજ્ઞાનમય= વિજ્ઞાનઘન એવો આત્મા, જેના પ્રત્યેક પ્રદેશે જ્ઞાનના અનંત પર્યાયો રહેલા છે, એ વિજ્ઞાનઘન ઉપયોગાત્મક આત્મા ........ જેનું ઘટાદિના જ્ઞાનના ઉપયોગનું ઘટાદિ વસ્તુઓ સાથે સાપેક્ષપણું છે. એટલે કે ઘટાદિ પદાર્થોમાં આત્મા ઉપયોગપણે ઉત્પન્ન થાય છે. એ રીતે આ પંચભૂત અને તેના વિકાર ઘટ પટ કટ આદિ વસ્તુઓ થકી ઉપયોગરૂપે જીવ ઉત્પન્ન થાય છે, અને એ પદાર્થોના નાશ પછી, પદાર્થો દૂર થયા પછી જીવ પણ તે પદાર્થના ઉપયોગપણે નાશ પામે છે અને તેની સમક્ષ બીજા જે પદાર્થો આવે છે તેના ઉપયોગ-પણે ઉત્પન્ન થાય છે. અથવા તો સામાન્ય ઉપયોગપણે જીવ રહે છે. અને એ જ કારણથી પૂર્વના ઘટ પટ કટ શકટ મુકુટ વગેરે પદાર્થોના ઉપયોગરૂપ સંજ્ઞા નથી. કેમકે એ ઘટાદિ પદાર્થો દૂર થવાથી અથવા નાશ પામી જવાથી વર્તમાનમાં એ પદાર્થ નથી તેથી તેની ઉપયોગરૂપ સંજ્ઞા નથી. વર્તમાનમાં એ સિવાયના જે પદાર્થ સામે છે તેના ઉપયોગરૂપે અગર સામાન્ય ઉપયોગપણે આત્મા છે. આ રીતે આત્મા સિદ્ધ થાય છે.

દ્દ્ ⊛ વ્યવહારમાં 'હું'ની જે પ્રતીતિ તે આત્મા : 'હું શરીર ?' કે 'મારું શરીર'?⊛

"વળી આત્માથી કથંચિદ્ અભિન્ન એવું જ્ઞાન, ઘટ પટ આદિ જે જ્ઞાન હૃદયમાં સ્ફુરે છે તે જ્ઞાન જ આત્મા છે!" ⊛ [શ્રી કલ્પસૂત્ર : ૫. વ્યા. ૯૨-૯૩ : ગણધરવાદ]

પાર્શ્વગાન: (F) "ઘટ પટ આદિ જાણ તું, તેથી તેને માન;
જાણનાર તે માન નહીં, કહિયે કેવું જ્ઞાન?" [શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્ર : ૫૫]

(M) "કાનમાં કહો કોણ બોલે જે શબ્દ સાંભળી જાય, આંખ નીરખે રે જગ આખું પણ જોનાર જોયો ન જાય!" (ફૂલચંદભાઈ)

(F) "જે દ્રષ્ટા છે દ્રષ્ટિનો, જે જાણે છે રૂપ;
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ!" [શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્ર : ૫૦]

પ્રવક્તા (M): " ....જેના ગુણ પ્રત્યક્ષ હોય તે પ્રત્યક્ષ, યથા 'વાયુગુણ સ્પર્શ' પ્રત્યક્ષ હોઈ વાયુ મનાય, સુગંધ પરિમલ દ્વારા પુષ્પનું અસ્તિત્વ મનાય. તેમ આત્મા સાથે સંબંધિત જેવા સ્મરણ, ઈચ્છા, દ્વેષ, રાગ, સંશય, વૈરાગ્યાદિ પ્રત્યક્ષ હોવાને કારણે આત્મા પણ પ્રત્યક્ષ છે. સ્મરણ ઈ.નો આધાર શરીર જ નથી કિંતુ આત્મા છે.

" વળી તારું એ માનવું ઠીક નથી કે ઘી-દૂધ-બદામ આદિ પદાર્થોથી પુષ્ટ બનેલા શરીરમાં ચૈતન્ય સતેજ હોય છે માટે પંચભૂતમાંથી ચૈતન્ય - આત્મા પ્રગટ થાય છે. કારણ પુષ્ટ થયેલ શરીર ચૈતન્યમાં સહાયક બની શકે, પણ શરીરથી જ ચૈતન્ય ઉત્પન્ન થતું નથી! [શ્રી કલ્પસૂત્ર-ગણધરવાદ-ક્રમશઃ]

પાર્શ્વગાન: (F) " જડથી ચેતન ઉપજે, ચેતનથી જડ થાય;
જેવો અનુભવ કોઈને, ક્યારે કદી ન થાય!" [-શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્ર: ૬૫]

પ્રવક્તા (M) " અગ્નિ લાગતાં સુવર્ણના થતા દ્રવણમાં દ્રવ શું અગ્નિમાંથી ઉત્પન્ન થાય છે? દ્રવ તો માત્ર સુવર્ણમાંથી જ ઉત્પન્ન થાય છે. તેમ અહીં સુવર્ણના દ્રવતાધર્મની જેમ ચૈતન્યધર્મ આત્માનો છે. પુષ્ટ માણસોમાં પણ જ્ઞાન ઓછું હોય છે અને કૃશ માણસોમાં જ્ઞાન ઘણું....!

પાર્શ્વગાન (F): "પરમ બુદ્ધિ કૃષ દેહમાં, સ્થૂળ દેહ મતિ અલ્પ,
દેહ હોય જો આતમા, ઘટે ન આમ વિકલ્પ!" [-શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્ર: ૫૬]

" શરીરમાંથી જ ચૈતન્ય પ્રગટતું હોય તો મૃતકને કેમ તે પ્રગટતું નથી? એટલે પંચભૂતોમાંથી ચૈતન્યતા પ્રગટતી નથી, પણ આત્મામાંથી પ્રગટે છે, એટલે વેદપદોથી તથા પ્રત્યક્ષાદિ પ્રમાણથી આત્મા છે એમ નિર્ણય થાય છે.

" દૂધમાં ઘી, તલમાં તેલ, કાષ્ઠમાં અગ્નિ, પુષ્પમાં સુગંધ અને ચંદ્રકાન્તમણિમાં અમૃત જેમ રહેલું છે તેમ આત્મા આ દેહ થકી જુદો હોવા છતાં દેહમાં રહેલો છે."
..". દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો..॥ કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન..."

પાર્શ્વગાન (F) "काष्ठमध्ये यथा वह्नि शक्तिरूपेण तिष्ठति, अयमात्मा शरीरेण, यो जानाति सः" (પરમાનંદ સ્તોત્ર)
" અગ્નિ કાષ્ઠ-આકારે રહે પણ, થાય ન કાષ્ઠ એ વાત નક્કી;
શાકે લૂણ દેખાય નહીં પણ, અનુભવાય તે સ્વાદ થકી...
હું તો આતમા છું જડ શરીર નથી." (-સહજાનંદઘનજી / સહજાનંદ સુધા)

પ્રવક્તા (M): સર્વજ્ઞ, સમદર્શી, સર્વશ્રેષ્ઠ સમન્વયકારી પ્રભુ મહાવીરની કેવી હૃદયવિશાળતા કે—

પ્રવક્તા (F): — આમ વેદવાક્યોનું જ (ખંડન નહીં) મંડન ને સમ્યક્ અર્થઘટન કરતાં પ્રભુએ અદ્ભુત, અભૂતપૂર્વ સમાધાન આપી સર્વસ્વીકાર્ય ને સરળ અર્થબોધ એવો તો પ્રસ્તુત કર્યો કે સમસ્ત સમવસરણ સભા-પર્ષદા સ્તબ્ધ....! ઈન્દ્રભૂતિ ગૌતમ ગર્વ-વિગલિત, ચકિત, નતમસ્તક (પરાસ્ત) અને મંત્રમુગ્ધ.....!!

પ્રવક્તા (M): સંદેહરહિત બનેલા ગૌતમે તત્ક્ષણ જ પ્રભુ પાસે ૫૦૦ શિષ્યોસહ દીક્ષા લઈ લીધી. (કરી લીધી...)

કરી લીધી અને ગૌતમ બન્યા પ્રભુના પ્રથમ ગણધર. પ્રભુએ તેમને 'ત્રિપદી' (અર્થાત્ ઉપન્નેઇ વા, વિગમેઇ વા, ધુવેઇ વા = પ્રત્યેક પદાર્થ વર્તમાન પર્યાય રૂપે ઉત્પન્ન થાય છે, પૂર્વના પર્યાયરૂપે નાશ પામે છે અને દ્રવ્યરૂપે નિત્ય રહે છે : આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય!' .......) આપી, જે મેળવી એમણે દ્વાદશાંગીની રચના કરી. (॥ ઇતિ પ્રથમ ગણધર ॥)

પ્રવક્તા(F) — અને ગુંજી ઊઠ્યો પ્રભુનો આત્મતત્ત્વ-દર્શનનો મહાઘોષ સમવસરણમાં, સમસ્ત વિશ્વમાં, સૃષ્ટિના કણકણમાં!

સૂત્રઘોષ : आत्माऽस्ति, स नित्योऽस्ति, कर्ताऽस्ति निजकर्मण:
(અનુષ્ટુપ છંદ) भोक्तास्ति च पुनर्मुक्तिर्मुक्त्युपाय: सुदर्शनम् ॥ [સપ્તભાષી આત્મસિદ્ધિ : ૪૨]

ઘોષગાન : "આત્મા છે, તે નિત્ય છે, છે કર્તા નિજકર્મ;
છે ભોક્તા, વળી મોક્ષ છે, મોક્ષ ઉપાય સુધર્મ." [શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્ર. ૪૩]

પ્રવક્તા(M): ~ આમ આત્માના અસ્તિત્વને — આત્મસત્તાને સિદ્ધ કરતાં આત્માની નિત્યતા, કર્મ-કર્તૃત્વ, કર્મ-ભોક્તૃત્વ, મોક્ષ અને મોક્ષોપાય સદ્ધર્મ — આ ષટ્પદ દ્વારા પ્રભુએ કર્મ, પુણ્ય-પાપ, આસ્રવ-સંવર, બંધ-નિર્જરા અને મોક્ષ આદિ નવ તત્ત્વોની સમજ શેષ સઘળા જ પંડિતોને આપી. આ બધામાંથી દીક્ષિત અન્ય દસ પંડિતોને પણ પ્રભુએ ગણધરપદે સ્થાપિત કર્યા: ઇન્દ્રભૂતિ ગૌતમ ઉપરાંત અગ્નિભૂતિ, વાયુભૂતિ, વ્યક્ત, સુધર્મા, મંડિત, મૌર્યપુત્ર, અકંપિત, અચલભ્રાતા, મેતાર્ય, પ્રભાસ મળી કુલ અગિયારેય પંડિતોના ૪૪૦૦ શિષ્યો પ્રભુના અનુયાયી બન્યા.....

પ્રવક્તા(F): આ પંડિતોની સાથે થયેલ ઉપર્યુક્ત પ્રશ્નચર્ચાના પરિણામસ્વરૂપ 'ગણધરવાદ' બન્યો, જે ૨૫૦૦ વર્ષો પછી જ્ઞાનાવતાર યુગદૃષ્ટા શ્રીમદ્ રાજચંદ્રજી દ્વારા ગુજરાતીમાં "આત્મસિદ્ધિ શાસ્ત્ર" સ્વરૂપે પૂર્ણપણે પ્રતિબિંબિત થયો — હૂબહૂ જ જાણે ગણધરવાદ માંની પ્રભુ-વાણી!

પ્રવક્તા(M): આત્મજ્ઞાન-પ્રાપ્ત, પ્રભુ દ્વારા ગણની અનુજ્ઞા અને 'ત્રિપદી' પામેલ ગૌતમાદિ ગણધરોએ રચેલી 'દ્વાદશાંગી' દ્વારા વહી પ્રભુ-ઉપદિષ્ટ સનાતન શાશ્વત તત્ત્વધારા, ગ્રંથધારા, ૧૪ પૂર્વોના મહાજ્ઞાનની ધારા અને પ્રત્યક્ષ પ્રભુની પરિવર્તનકારી જાદુઈકારી દેશનાધારા .....

પ્રવક્તા(F): એ દેશનાધારાની દેશવ્યાપી શ્રુત-સરિતાઓ અનેક પાપીઓને પખાળતી, પતિતોને પ્રક્ષાલતી, પદદલિતોને ઉદ્ધારતી અનેકરૂપે, અનેક વિષયોને આવરી લેતી નિરંતર વહેવા લાગી અને અનેક જીવોને તારતું પ્રભુનું ધર્મતીર્થ — ધર્મચક્રપ્રવર્તન 'ભારતતીર્થ'ની ધરતી પર 'સર્વોદયતીર્થ' બની સતત ચાલતું રહ્યું.......

notes

પ્રવક્તા(M): ...આચારમાં કરુણા, અહિંસા, સંયમ, તપ; | દર્શન-ચિંતનમાં સ્યાદ્વાદ-અનેકાંતવાદ | તથા ધર્મમાં સર્વવિરતિ-દેશવિરતિ | અથવા પંચમહાવ્રત-બાર અણુવ્રતયુક્ત | નિશ્ચય-વ્યવહારનાં સંતુલનવાળા સમ્યગ્ જ્ઞાન-દર્શન-ચારિત્રનો પ્રવર્તનક્રમમાં ચતુર્વિધ સંઘની રચના થઈ

પ્રવક્તા(F): — તે સમયે સંઘમાં સાધુઓમાં ગણધર ગૌતમ... સાધ્વીઓમાં આર્યા ચંદનબાળા. શ્રાવકોમાં આનંદ આદિ અને શ્રાવિકાઓમાં રેવતી-સુલસા ઇત્યાદિ વિદુષી નારીઓ......

" (M) એ યુગની દેશ અને કાળની, ધર્મ અને સમાજની સમસ્યાઓ હતી—

" (F) — બ્રાહ્મણ-શૂદ્રના વર્ણભેદ...

" (M) ઊંચ-નીચના ભેદ અને પીડિત નારી

" (F) — દંભ-પાખંડ હિંસા અને પશુબલિ....

" (M) — અંધાગ્રહ અને અસત્ય

" (F) — ખોખલા ક્રિયાકાંડ અને જડભક્તિ

" (M) — સંક્ષેપમાં કહીએ તો બાહ્ય પુદ્ગલ પદાર્થોમાં આત્મબુદ્ધિ... (ઋદ્ધિ)

" (F) — ભગવાન મહાવીર પાસે આ બધી સમસ્યાઓનો ઉકેલ હતો, બધા રોગોનો ઉપચાર હતો, બધા જ પ્રશ્નોનો ઉત્તર હતો ~

> 1. બ્રાહ્મણ-પ્રાધાન્ય
> 2. કુલ, સંપત્તિ પ્રાધાન્ય : આચાર-... વૈભવ : પરિગ્રહ
> 3. પુરુષ પ્રાધાન્ય : નારી અન્યાય
> 4. વેદ(...)પ્રાધાન્ય / પ્રામાણ્ય
> 5. સંસ્કૃત ભાષા પ્રાધાન્ય
> 6. બાહ્ય ક્રિયા પ્રાધાન્ય
> 7. હિંસા પ્રાધાન્ય : યજ્ઞો પશુબલિ.

> (મહાપરિગ્રહ સામે દાન-શીલ-તપ-ભાવ: અપરિગ્રહ
> એકાંતદૃષ્ટિ સામે સ્યાદ્વાદ અનેકાંત) (સમતા-સમાનતા)
> (હિંસા સામે અહિંસા) (સમન્વય)
> (વિષયકષાય પ્રમાદ સામે સંયમ તપ)
> (શુષ્ક શાસ્ત્રજ્ઞાન સામે આત્મજ્ઞાન)
> (જડ, દેહવાદ સામે આત્મવાદ)

5 ગીત (F) " ગૌતમ જેવા પંડિતોને સત્યનો પંથ બતાવ્યો
શ્રેણિક જેવા રાજવીઓને ધર્મનો મર્મ સુણાવ્યો,
રોહિણી જેવા ચોર-કુટિલોને મુક્તિનો માર્ગ દેખાડ્યો!
મેઘકુમાર સમાન જુવાનોને જીવન-મંત્ર સુઝાડ્યો !!"

> આમ આત્મજ્ઞાન, અહિંસા, અનેકાંત, અપરિગ્રહ આત્મૌપમ્ય (સર્વાત્મમાં સમદૃષ્ટિ દો) પ્રભુના આત્મવાદી જીવન દર્શનનાં રસાયણ(ઔષધો) બન્યાં (હતાં)

> (*) આ પાંચેય, સર્વશ્રેષ્ઠ મહા ધર્મચક્રપ્રવર્તન અંગો:
> • આત્મજ્ઞાનાર્થ "જે એગં જાણઈ"
> • અહિંસાર્થ: અહિંસા પરમો ધર્મ:
> • અનેકાંતાર્થ: સત્ય સમાહિત સર્વ સર્વાંગીણ દૃષ્ટિમાં,
> • અપરિગ્રહાર્થ: "नास्ति मम किंचित् परमाणुं" सर्वभूतान् सर्वत्र समवृत्ति
> • આત્મૌપમ્ય: સર્વાત્મમાં સમદૃષ્ટિ દો (આ વચનને લક્ષ્યમાં!)

ગીત (M) "તે સમે ધર્મને નામે ખરેખર પાખંડીઓનું રાજ હતું
યજ્ઞ મહીં નિર્દોષ બિચારાં પશુઓનું બલિદાન થતું!
કંચન-કામિની કાજ કંઈ કોલાઓનું લોહી રેડાઈ જતું
દંભ ને દાનવતા દેખીને દિલ એનું વલોવાઈ જતું!"

[શાંતિલાલ શાહ]

પ્રવક્તા(F/M): — આ મહાહિંસાની ઘોર નીંદરમાં ઘોરતી-ડૂબતી દુનિયાને પ્રભુ વીર જિનેશ્વરે ઢંઢોળીને જગાડી — ત્યારે અને અત્યારે પણ!

5/6 ✓ગાન: "वीर जिनेश्वर! सोई दुनिया जगाई तूने! ज्ञान की मधुर सुरीली बंसी बजाई तूने!

• पशुओं पर छुरियाँ चलतीं, रक्त की नदियाँ बहतीं;
करुणा के सागर! करुणागंगा बहाई तूने....! ~ वीर जिनेश्वर! सोई दुनिया..

• पंथों का झूठा झगड़ा, जनता का मानस बिगड़ा;
मानव की अटल प्रतिष्ठा, जगमें जताई तूने...! ~ वीर जिनेश्वर! सोई दुनिया..

• पापों का पंक धोना, 'नर से नारायण' होना;
'अमर' को अमर पद की राह दिखाई तूने...! ~ वीर जिनेश्वर! सोई दुनिया..

[-उपाध्याय अमर मुनि : वीरायतन]

પ્રવક્તા (m) : સૂતી દુનિયાને જગાડતા આ પરમ જિનેશ્વરે અનેક અનેક સત્યો આપ્યાં, સ્યાદ્વાદ:

મહાવીર દર્શન કથા, (F) : સત્ય, સમગ્ર સંપૂર્ણ સત્ય, અનંત દૃષ્ટિકોણોથી લખેલું: મારી જ નહીં, સામાની પણ સાચી!

(m) ધર્મ ચાર પ્રકારે: દાન, શીલ, તપ, ભાવ — મુખ્યતા તો ભાવની, શુદ્ધ ભાવની,

ગાન: "આતમ ભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે....!!" (F)

શુભાશુભ રહિત આત્મભાવની: ૧૨ ભાવના, ૧૬ કારણભાવના, સર્વનો સાર આતમ ભાવના!

પ્રવક્તા (m): સમસ્ત યુગ પર — સચરાચર અખિલ વિશ્વ પર — છવાઈ જનારું, સનાતન તેમજ અનાગત સમયની સમગ્ર સમસ્યાઓનો સંપૂર્ણ ઉકેલ આપનારું, સમસ્ત જીવોનું કલ્યાણ અને પ્રાણીમાત્રનો ઉદય ઈચ્છનારું આ કેવું વિશાળ-વિરાટ વ્યક્તિત્વ "સર્વોદય"ની ભાવનાનું પ્રેરક, અતુલ તીર્થપ્રવર્તક — કર્મવીર-ક્ષમાવીર-પ્રયોગવીર, મહા-પુરુષાર્થી — મહાક્રાંતિકાર — યુગદૃષ્ટા-યુગસ્રષ્ટા ભગવાન મહાવીરનું કેવું ભવ્ય ધર્મ-ચક્રપ્રવર્તન! કેવું રૂડું ધર્માનુશાસન!! 'પ્રભુ, તુજ શાસન અતિ ભલું...?!!!

પ્રવક્તા (F): ....એમનો, એ પુરાણ-પુરુષના જીવનનો, કાળ-ખંડ પણ કેવો ભાગ્યશાળી હશે —! — આજના આ ત્રસ્ત-ધ્વસ્ત-મહાહિંસાગ્રસ્ત-આતંકિત જગતમાં, આ રાક્ષસી હિંસા અને જંગી કતલખાનાઓના યુગમાં, બેઢંગી રફતારથી ઘસડાતા-પિસાતા પ્રમાદી જીવનમાં જીવી રહેલા આપણે એની કલ્પનાસરખી પણ કરી શકીએ ખરા? કે જ્યાં —

કાવ્યપંક્તિ (m): "જ્યાં ચોમેર ચોતરફ ધધકી રહી છે હિંસાજ્વાળાઓ,
રોજ ખુલી રહી છે વધશાળાઓ — મધુશાળાઓ!
અને વેચાઈ રહી છે (કચડાઈ રહી છે) જ્યાં અનેક, અનેક, અનેક
સીતા-સતી-મહાસતી (દ્રૌપદી) ચંદનબાળાઓ!" ('નિશાન્ત')

પ્રવક્તા (F): — ત્યાં પતિત મનુજોને જગાડીને, દલિત-પીડિત-પાપી પદદલિત સૌનો હાથ પકડીને, તેમની અંદર સુષુપ્ત 'નરમાંથી નારાયણ' બનવાની જન્મસિદ્ધ ગુપ્ત ક્ષમતા-સંભાવનાને ઢંઢોળીને, તેમને દિવ્ય જીવનની ઝાંખી કરાવી શકાય? ....હા, પ્રભુએ એ કરી બતાવ્યું...!

પ્રવક્તા (m): પોકારી પોકારીને, દિવ્યધ્વનિના ઢોલ વગાડીને, ડંકાની ચોટ પર તેમણે કહ્યું: અનુભવ કર કે —

સૂત્રઘોષ: "તું અનંત શક્તિમાન છે... આત્મ-સામર્થ્ય-નિધાન છે!"

પ્રવક્તા (F): "હા" કહી દે — કે — (દેહ નહીં)
તું આત્મા છે, બ્રહ્મ છે, સકલ બ્રહ્મ છે!
દીન-હીન દેહ-દીન નહીં, વિષય કષાય પ્રમાદે તલ્લીન નહીં;
આ ક્ષુદ્ર-ક્ષણિક-ક્ષણભંગુર દેહે લીન નહીં
દેહ અને દેહ-દીનતા જ ભ્રમ છે: તું આત્મા છે, બ્રહ્મ છે, સકલ બ્રહ્મ છે! 'તું છો મોક્ષસ્વરૂપ'!!

ધ્રુ ધ્રુ ધ્રુ P/F ગાન "શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ
સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય
સદ્ગુરુ આજ્ઞા જિનદશા, નિમિત્ત કારણમાંય."

પ્રવક્તા (F): આત્મબોધ — આત્મસાક્ષાત્કાર કરાવી દેનાર આવા ઝકઝોરનારા ઉદ્બોધન દ્વારા પોતાની અંદર જ સુષુપ્ત અનંત શક્તિમાન આત્માને જગાડતા અંતર્જાગરણ

22 (લઘુપ્રત) 22

મહાવીર દર્શન-કથા

ભાવ-મહત્તા (*) VIMP

[અંતર્જગત] માં ~
* (૪) દાન-શીલ-તપ-ભાવ : સર્વાધિક મહત્તા ભાવની : ભાવ જ તો સર્વસ્વ !! "આત્મ ભાવના ભાવતાં"
૧૨ ભાવના / ૧૬ કારણ ભાવના /
* (૫) પાંચ સમવાય : કાળ-સ્વભાવ-પૂર્વકર્મ-નિયતિ-પુરુષાર્થ / સત્પુરુષાર્થ ! "જો ઇચ્છો ... કરો સત્પુરુષાર્થ"

[બાહ્યજગત] માં * દાન : અપરિગ્રહ-યુક્ત શ્રાવકોનો ગૃહસ્થવાસ — "મૂર્છા પરિગ્રહ" ભાવ સાથેનો, અમૂર્છા-આત્મભાવ પ્રવૃત્તિનો ! ત્યારે જ તો (ઉપાસકદશાંગ) આનંદ આદિ ૧૦ મહાશ્રાવકો (ઉપાસકો) દસ દસ હજાર ગોકુળ ધરાવીને મહા "કૃષિ" પંથ કરતા હતા : કૃષિ-ગોપાલન / ... દૂધ-ઘી સમૃદ્ધિના સાગરે ભરેલા એ યુગના જીવનનું એ રૂપ હતું ! ન્યાયસંપન્ન વૈભવથી જગતને સભર કરતો એ પશુપાલની માનવ સર્વના સમન્વિત અહિંસામય જીવનનું એ રૂપ મહાવીર દર્શનનું બાહ્યજગત હતું.

પ્રભુ એક તરફથી પ્રવેશ કરાવી રહ્યા હતા —

પ્રવક્તા (M) : — તો બીજી તરફથી જગતની બધી જ સમસ્યાઓનું નિરાકરણ કરતા બાહ્યજગતમાં મનુષ્યને જાગૃતિના માર્ગ પર પ્રભુ દોરી રહ્યા હતા ......

પ્રવક્તા (F) : અંતર્જગત + બાહ્યજગત બંને પર સમગ્રતાભર્યો સર્વજ્ઞ સિદ્ધલોકગામી પ્રભુનો પ્રભાવ ...... : જ્ઞાન-દર્શનના અખૂટ ભંડારનો અંતર્વૈભવ અને ચોત્રીસ અતિશયોયુક્ત અચિંત્ય માહાત્મ્ય અને સામર્થ્યભર્યો પ્રભુનો બાહ્યવૈભવ (*) ... અને આ બધું છતાં —

P. ગાન (M) : " એક દિન શિષ્ય બનેલ ગોશાળો ગુરુને ભાંડતો ગાળો,
સર્વજ્ઞ છું હું મહાવીર જેવો એવો કર્યો એણે ચાળો !
તેજોલેશ્યા છોડી ને પ્રગટાવી ભીષણ ઝાળો
વીરને બદલે ભડભડ આગમાં બળી રહ્યો ગોશાળો ! " [શાંતિલાલ શાહ]

પ્રવક્તા (F) : — સહુને સુખશાંતિ, શાતા, આત્મબોધ-પ્રદાતા પ્રભુ મહાવીરના સર્વ-મંગલમય, સર્વોદય તીર્થ એવા એમના આ મહાન જિન-શાસન-પ્રવર્તન — ધર્મચક્ર-પ્રવર્તનનો આધાર શું હતો ?

પ્રવક્તા (M) : — આધાર હતો સાડાબાર વર્ષોના પૂર્વોક્ત સુદીર્ઘ, ગહન, બાહ્યાંતર મૌન — આત્મધ્યાનમય રત્નત્રયયુક્ત મૌન — પછી પ્રગટેલી એમની ૐકાર દિવ્યનાદ-દિવ્યધ્વનિમય, અનંત અનંત નય, દૃષ્ટિકોણ અને અનેક પરિપ્રેક્ષ્યોથી સભર એમની અમૃતમય વાણી એમની અદ્ભુત ધર્મ-દેશના ! પ્રવક્તા (F) : એમની સૂતેલા આત્માને જગાડી દેતી એ દેશનાવાણીમાં ફક્ત પ્રબોધક મહાસૂત્રો : પ્રવક્તા (M) : "कुशग्गे ओस बिंदुए .. समयं गोयम ! मा पमायए !" "इणमेव सव्वं विधाविधा ..!!"

પ્રવક્તા (F) : ગંગાના નિર્મળ નીર જેવી પ્રભુની (આ) વાણીમાં એક અપૂર્વ સંમોહન હતું, જાદુ હતો, અમૃત હતું, અનંત સત્યનો ભાવબોધ હતો :—

ગીત I : (રાગ-કેદાર) " અનંત અનંત ભાવ ભેદથી ભરેલી, અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે
સકળ જગત હિત કારિણી, હારિણી મોહ, તારિણી ભવાબ્ધિ મોક્ષચારિણી પ્રમાણી છે." [શ્રીમદ્જી]

ગીત II : " ગંગાના નિર્મળ નીર સરીખી પાવનકારી વાણી,
ઘોર હિંસાની જલતી આગમાં છાંટે શીતલ પાણી,
એનાં ચરણોમાં આવીને ઝૂકે રંક-રાજા કે રાણી
શેર ને બકરી વેર ભૂલીને સંગ કરે મિજબાની ....." [શાંતિલાલ શાહ]

પ્રવક્તા (F) : — કહેવાય છે કે તીર્થંકર ભગવંત મહાવીરની આ ધીર ગંભીર, મધુર મંગલ મૃદુલ મંજુલ સરિતા-શી દેશનાવાણી રાગ માલકૌંસમાં વહી હતી —

ગીત III : (રાગ માલકૌંસ) " મધુર રાગ માલકૌંસમાં વહેતી તીર્થંકરની વાણી,
માનવને નવજીવન દેતી તીર્થંકરની વાણી ...

મધુર રાગ ૦ (6) → notes

(X)

1 ધીર ગંભીર સુરોમાં સોહે, સુરવર મુનિવર સહુ કોઈ મોહે,
શબ્દ શબ્દ પર થાય પ્રફુર જ્યાં, સ્નેહગંગ કલ્યાણી.... મધુર રાગ.
2 વાદી ષડજ મધ્યમ સંવાદી, વાત નથી કોઈ વિષમ વિવાદી.
સાદી ભાષા, શબ્દ સરળતા, સહુને અર્થ સમજાણી ....... મધુર રાગ.
3 'સાગમધનીસાંનીસાં'ની સરગમ, ચાહે સહુનું મંગળ હરદમ.
પથ્થરનાં હૈયાને પળમાં કરતી પાણી પાણી.....!...મધુર રાગ.

(Instrumental music: pathetic tragic tunes; shehnai) (શ્રી. શાંતિલાલ શાહ)

પ્રવક્તા (F): — એ અનંત મહિમામય જગકલ્યાણી વાણીરૂપી ગંગાને કેવળજ્ઞાનની પ્રાપ્તિ પછી ત્રીસ ત્રીસ વરસ સુધી નિરંતર વહાવતા — જનજનની લોકભાષામાં વહાવતા અને ચતુર્વિધ ધર્મ-સંઘ-ને સુદૃઢ બનાવતા અરિહંત પ્રભુ મહાવીરે પોતાના જ્ઞાનથી જ્યારે જોઈ લીધું કે જીવનયાત્રા હવે પૂર્ણ થવાનો સમય આવી ગયો છે, ત્યારે વિહાર કરીને પ્રભુ પાવાપુરી પધાર્યા.....

પ્રવક્તા (M): પ્રભુએ પોતાના અંતિમ દિવસોમાં — જીવનની સંધ્યાવેળામાં જે અતિ મહત્વની વાત કરી હતી તે હતી વિનય વિષેની — વિનયમહત્તાની .....

પ્રવક્તા (F): છત્રીસ ઉત્તરાધ્યયનોમાં વિનય-મહિમા — વિનયનો રાજમાર્ગ બતાવનાર એમનાં (આ) વિનય-સૂત્રો :

S ગાન (M) "એવો માર્ગ વિનય તણો ભાખ્યો શ્રી વીતરાગ;
મૂળ હેતુ એ માર્ગનો સમજે કોઈ સુભાગ્ય ।"

P (M) "વિનય વડે સંસારમાં ......રે જીવ! માન વંકીજિએ, માને વિનય ન આવે." [આત્મા સંગ્રહ]

સૂત્રપાઠ (M) V.IMP. " જે મનુષ્ય માતા-પિતાની અને વિશેષ તો ગુરુની આજ્ઞાનું પાલન નથી કરતો, ગુરુની નિશ્રામાં નથી રહેતો, જે એમની સાથે શત્રુતાપૂર્ણ વ્યવહાર કરે છે, જે વિવેકશૂન્ય છે, એ અવિનીત કહેવાય છે."

(F) " જે શિષ્ય અભિમાન, ક્રોધ, મદ અથવા પ્રમાદવશ ગુરુનાં વિનય-ભક્તિ નથી કરતો, તે અભૂતિ અર્થાત્ પતન પામે છે. જેવી રીતે વાંસનું ફળ વાંસના જ નાશનું કારણ બને છે, તેવી રીતે અવિનીતનું જ્ઞાનબળ પણ પોતાના જ વિનાશનું કારણ બને છે." (મહાવીર વાણી 23 ! પં. બેચરદાસજી)

ગાન (F): "સ્વચ્છંદ મત આગ્રહ તજી, વર્તે સદ્ગુરુ લક્ષ;
સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ." (આ.સિ. 17)

(M) " રોકે જીવ સ્વચ્છંદ તો પામે અવશ્ય મોક્ષ,
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ." (આ.સિ. 15)

પ્રવક્તા (M): સ્વચ્છંદનો ત્યાગ કરી સદ્ગુરુની આજ્ઞાને જ લક્ષમાં રાખવાથી મોક્ષપ્રાપ્તિ સંભવ છે એવો આદેશ શિષ્યને આપતા પ્રભુ જાણે કે કહે છે: —
(B9 પાર્શ્વગાન પંક્તિ. "એવો માર્ગ વિનય તણો ભાખ્યો શ્રી વીતરાગ" Repeat)

notes

મહાવીર દર્શન-૬૧

પ્રવક્તા(F): "ગુરૂણામ્ આજ્ઞા અવિચારણીયા"... "સદ્ગુરુની આજ્ઞાને શિરોધાર્ય કરવામાં ક્ષણાર્ધનો પણ વિલંબ કે વિચાર ન કરતાં 'તહત્તિ' કહી એનું પાલન કરવું જોઈએ." (મહાવીર વાણી: પં. બેચરદાસજી)

પ્રવક્તા(M):— તો બીજી બાજુ વિનીત શિષ્યના આવા વિનયનો અનુચિત લાભ ઉઠાવનાર અ-સદ્ગુરુઓને (વર્તમાનના આવા અનેક (કુગુરુઓ-) ધર્મગુરુઓને) જાણે કે ઉદ્દેશીને સર્વદ્રષ્ટા સર્વજ્ઞ પ્રભુ ઢંઢોળે-ખખડાવે છે, ચેતવે છે ——

ગાન:(F) "અસદ્ગુરુ એ વિનયનો લાભ લહે જો કાંઈ
મહામોહનીય કર્મથી બૂડે ભવજળ માંહી". (આ.સિ. )

પ્રવક્તા(F): શિષ્યના વિનયનું તેમજ સદ્ગુરુની સજાગતાનું કેટલું બધું મહત્વ! અન્યથા તો પ્રાય: જોવા મળે છે કે —

પ્રવક્તા(M):" ગુરુ લોભી શિષ્ય લાલચી, દોનોં ડૂબે સાથ !" (કબીર)

પ્રવક્તા(F): દૂરદર્શી, ત્રિકાળજ્ઞાની ભગવાન મહાવીરને સર્વકાળે આવનારી આવી સઘળી જ સંભાવનાઓનું જ્ઞાન હતું, સ્પષ્ટ પૂર્વદર્શન હતું, બંને બાજુના ભયસ્થાનોનું આકલન હતું જ.

પ્રવક્તા(M): — અને આથી જ એમણે પોતાના સાડા બાર વર્ષના છદ્મસ્થ અને ત્રીસ વર્ષના ધર્મતીર્થપ્રવર્તનના મળીને બેંતાલીસ વર્ષના અંતિમ કાળખંડ પર આવી આ જગતથી ચિરવિદાય લેતાં પહેલાં સૌથી વિશેષ વિનય-મહિમાની આ મહત્વપૂર્ણ દેશનાની ધારા પ્રવાહિત કરી.....

પ્રવક્તા(F): —પ્રભુના જીવન-સમાપનની ક્ષણોને નિકટ આવતી જોઈ, પ્રભુના જન્મનક્ષત્રમાં બે હજાર વર્ષ સુધી રહેનાર 'ભસ્મરાશિ' નામના ત્રીસમા ગ્રહને સંક્રાન્ત થતો જોઈ પ્રભુના પરમ ભક્ત શક્રેન્દ્ર અત્યંત ચિંતિત થયા.....

પ્રવક્તા(M) — કે "જો પ્રભુનાં જન્મનક્ષત્રમાં આ ક્ષુદ્ર ગ્રહ આટલા દીર્ઘકાળ સુધી રહેશે, તો એટલા સમય સુધી પ્રભુની સાધુ-સાધ્વી સંઘનાં પૂજા-સત્કાર ઉત્તરોત્તર વૃદ્ધિ નહીં પામે.... પ્રભુના મહાન શાસનતીર્થનો વિકાસ-વિસ્તાર નહીં થાય ——"

ક્ષિ

પ્રવક્તા(F)— આવી મહાચિંતાથી શક્રેન્દ્રએ મહાનિર્વાણ પૂર્વે પ્રભુને પ્રાર્થના કરી—

ઘોષ(M) "હે સર્વશક્તિમાન પ્રભુ! આપનું આયુષ્ય એક ક્ષણ વધારી દો કે જેથી આ ક્ષુદ્ર ભસ્મરાશિ ગ્રહ આપની ઉપસ્થિતિમાં જ આપના જન્મનક્ષત્રમાં પ્રવેશ કરે અને આપની દૃષ્ટિ એની ઉપર પડે, જેથી આપના શાસનને કોઈ બાધા ન થાય."

સૂત્રઘોષ: પ્રવક્તા(F)- પણ પ્રભુએ કહ્યું:- "હે ઈન્દ્ર! એવું ન તો આજસુધી ક્યારે પણ થયું છે, ન ભવિષ્યમાં થશે કે તીર્થંકર પણ પોતાના આયુષ્યને એક ક્ષણ માટે પણ વધારી શકે!... તીર્થને બાધા પહોંચવાનું જ છે એ નિશ્ચિત છે. પરંતુ ૮૯ વર્ષના કલ્કિ રાજાનો તારા દ્વારા નિગ્રહ થતાં અને બે હજાર વર્ષ પછી મારા જન્મનક્ષત્રમાંથી ભસ્મરાશિગ્રહ નિવૃત્ત થતાં રાજ્ય પર આસીન કલ્કિપુત્ર ધર્મદત્તના શાસનકાળથી સાધુ-સાધ્વીના પૂજાસત્કારમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થશે." (શ્રી ભદ્રબાહુસ્વામીકૃત કલ્પસૂત્ર)

## • સંદર્ભ •

- શ્રી કલ્પસૂત્ર :
- ત્રિષષ્ઠી શલાકા પુરુષ ચરિત્ર
- શ્રીમદ્ રાજચંદ્ર વચનામૃત
- સહજાનંદઘનજી કલ્પસૂત્ર પ્રવચન
- દર્શન અને ચિંતન
- આચારાંગ સૂત્ર
- ઉત્તરાધ્યયન સૂત્ર
- દશવૈકાલિક સૂત્ર
- સમણસુત્તં
- સમયસાર
- મહાવીરવાણી
- શ્રી મહાવીર ચરિત્ર
- વર્ધમાન પુરાણ
- તીર્થંકર ચરિત્ર
- MAHAVIRA
- THE JAIN SAGA
- આત્મસિદ્ધિ શાસ્ત્ર
- ગણધરવાદ
- તત્ત્વાર્થ સૂત્ર
- લોગસ્સ મહાસૂત્ર
- શ્રી ભક્તામર સ્તોત્ર
- પરમાનંદ સ્તોત્ર
- સહજાનંદ સુધા
- ભક્તિ ઝરણાં
- આનંદઘન પદ્યરત્નાવલી
- મહાવીરાષ્ટક સ્તોત્ર
- મહાવીર દર્શન-સ્તવનમંગલ
- અમરમુનિ પદ : કબીર પદ
- રવીન્દ્ર ગીત પંચશતી
- આધુનિક કવિ: મહાદેવી વર્મા

[જન્મકલ્યાણક]

## • વીર જન્મ •

ક્ષત્રિયકુંડમાં પ્રગટિયા રે, માતા ત્રિશલાદેવીના નંદ રે, ધન્ય મહાવીર પ્રભુ.

એ... ભવભવથી સાધન કરી આવ્યાં, સાથે મતિ-શ્રુત-અવધિજ્ઞાન રે..ધ.
એ... હાથી-સર્પ-દૈત્યને ક્ષણમાં ભગાવ્યા, શીખવ્યા અભયના પાઠ રે..ધ.
એ... જળકમળવત્ રહી સંસારે પછી, કીધો સૌ સંગોનો ત્યાગ રે..ધ.
એ... ધ્યાનતણો અગ્નિ જ્ઞાન પેટાવી, કર્મો બાળી કીધાં ખાખ રે..ધ.
એ... બાર વરસ મૌન ધ્યાને રહીને પછી લીધું છે કેવળજ્ઞાન રે..ધ.
એ... ધર્મ તણા તીર્થને પ્રવર્તાવી, હર્યો ઘોર તિમિર અંધકાર રે..ધ.
એ... આઠ કર્મ ભાંગી ભુક્કો કરી, અંતે લીધું છે શિવપુર રાજ રે..ધ.
એ... લોકનાં પ્રગટ્યા દીવા દીવાળીએ, એનો પ્રગટ્યો છે આતમ દીવો રે..ધન્ય.
ક્ષત્રિયકુંડમાં પ્રગટિયા રે, માતા ત્રિશલાદેવીના નંદ રે, ધન્ય મહાવીર પ્રભુ.
('નિશાન્ત')

*

वन्दन है हे त्रिशलानन्दन, वन्दन है, वन्दन है वन्दना है।

*

(ભૈરવી) [નિર્વાણ કલ્યાણક]

## • વીર-વિદાય •

⊙ આસો અમાસની શ્યામલ રાતે, દીપ દીપાવલીની મધરાતે
(પ્રભુ) વીરે વિદાય લીધી હતી, તે દિ' મારા ભગ્ન-હૃદયે,
આ એક ધૂન જગાવી હતી: "હે વીર ! પ્રભુ વીર..!" (ટેક)
અખંડ અનુપમ દેશના વદતાં, વિનય-મહિમા વર્ણન કરતાં,
વાણી વર્ષાવલી વહાવી હતી, જે દિન-રાત વરસાવી હતી;
તે દિ' મારા ભગ્ન હૃદયે, આ એક ધૂન જગાવી હતી;
હે વીર ! પ્રભુ વીર...! ('નિશાન્ત')

### • પરમગુરુ ધૂન •

⊙ "પરમગુરુ નિર્ગ્રંથ સર્વજ્ઞ દેવ" (૫)

### • આતમભાવના ધૂન •

⊙ "આતમભાવના ભાવતાં જીવ લહે કેવલજ્ઞાન રે."

### • શાંતિમંત્ર •

⊙ "શિવમસ્તુ સર્વજગત: પરહિતનિરતા ભવન્તુ ભૂતગણા:
દોષા: પ્રયાન્તુ નાશમ્, સર્વત્ર સુખી ભવન્તુ લોકા: ॥"
"સુખધામ અનંત સુસંત ચહી, દિનરાત રહે તદ્ધ્યાનમહીં,
પર શાંતિ અનંત સુખધામ/સુધામય જે, પ્રણમું પદ તે, વર તે જયતે."
॥ ॐ શાંતિ: શાંતિ: શાંતિ: ॥

श्री
# •મહાવીર કથા• SONG/SCRIPT(4) ગાન પ્રતિ(अ) (ગુજરાતી પ્રસ્તુતિ) પ્રધાનતઃ ગુજરાતી + પ્રા. + સં + હિ.





•પૂર્વદર્શન• અતીતના અંતર્લોકમાં અંતર્યાત્રા~

(1A) • कल्याणपादपारामं श्रुतगंगा हिमाचलम्, विश्वाम्भोज रविं देवं वन्दे श्री ज्ञातनन्दनम्।

• "તે ત્રિશલાતનયે મન ચિંતવી, જ્ઞાન વિવેક વિચાર વધાર્યું,
નિત્ય વિશોધ કરી નવ તત્ત્વનો, ઉત્તમ બોધ અનેક ઉચ્ચાર્યું."

DP • "વીતરાગ મહાવીરનું અંતર્ધ્યાન લગાવીએ,
વિશુદ્ધ આત્મસ્વરૂપની અંતર્જ્યોતિ જગાવીએ,
અંતર્યાત્રા આરંભીએ!"

(પ્રવક્તા અંતિમ સંદર્ભ-પંક્તિ: cont. Link –)
["થંભીએ ઘડીભર . . . . . . . . . . . . . જિનશાસનનું ભવ્ય ભવન-મંદિર ~"]

S/DP/ch (2A) • "ભવિજન! મંદિર જુઓ વીરના રે લોલ(૨) કઈ પ્રકારે અલૌકિક નૂર જો, ભવિજન!
વેરઝેરથી આ વિશ્વ બહુ તરફડે રે લોલ, અહીં પ્રેમનો આનંદ ભરપૂર જો, ભવિજન!
રાગ-દ્વેષના વિકાર ઠામ ઠામ છે રે લોલ, અહીં અચળ અવિકારી સ્વરૂપ જો, ભવિજન!"

[જે હતાં . . . . . જેણે આત્મા . . . . આત્માના આ વિસ્મૃત સ્વરૂપની . . અધિમાનિતાઓ પ્રકાશતી]

DP • "કળિકાળે આ જંબૂ-ભરતે, દેહ ધર્યો નિજ-પર-હિત શરતે ⊛ સમ્યક્દર્શન જ્ઞાન-
ટાળ્યું મોહ અંધારું હો, કૃપાળુદેવ! જિનેશ્વર દેવ!! આચરણા, ત્રિવિધ કર્મની ટાળી મમતા,
ધર્મ-ઢોંગને દૂર હટાવી, આત્મધર્મની જ્યોત જગાવી સહજાનંદ બન્યું પ્યારું હો
કર્યું ચેતન-જડ ન્યારું હો, કૃપાળુદેવ! જિનેશ્વર દેવ!!" ⊛ સ્વરૂપ

[હું મારા પંચ પ્રમાદોની . . . સાગરની યાત્રા ખતરાઓથી ભરેલી . . . સાદ પાડી નિમંત્રી રહ્યો હતો:]

(4A) • पाना हो तो चल गहराई में . . . साहिल के लिये बेताब न हो!
પામવું હોય તો ચાલ ઊંડાણે, તટ પકડવા વિવશ ન થા, ઝાંવાં ન માર!

(5A) [. . . અને એ મહામાનવના . . . . . . . . . . . . . . . પૂર્વનો લઘુશિષ્ય અંતેવાસી:–]

DP • "હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારું ખરું? (2)
કોના સંબંધી વળગણા છે? રાખું કે એ પરિહરું?" (2)

S • "कौन देश से आये मुसाफिर? कौन देश है जाना?
भूल गया क्या राह में आकर, चाहे किसको पाना? कौन देश है जाना?"

(6A) [. . . કિનારે . . . મસ્તીમાં –] "सीप किनारे चमकीले हैं, चुनकर क्यों पछताना?
यदि तू चाहे मोती लेने, गहरे पानी आना, कौन देश है जाना?"

DP (6A) • [. . . તેમના . . . જગાવતા:] "સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય . . . . નિમિત્ત કારણ માંય."

• [. . . સમર્પણ કરીએ:] "अन्यथा शरणं नास्ति | अनन्य आत्मशरणप्रदा सद्गुरु राज विदेह . . . राज"

(7A) • [આપણા . . . "મહાવીર કથા" માં] || महावीर स्वामी नयनपथगामी भवतु मे ||

notes

श्री
·મહાવીર કથા·  SONGS SCRIPT (G)  ગાન પ્રતિ (બ)

2

[સૂત્રધ્વનિ 'જે એગં .... જાણઇ' 'જે એગે ............ જાણી, સમજી લે છે ']

P 1• ॐ नमो अरिहंताणं | नमो सिद्धाणं | नमो आयरियाणं | नमो उवज्झायाणं | नमो लोए सव्व साहूणं || एसो पंच नमुक्कारो | सव्व पावप्पणासणो | मंगलाणं च सव्वेसिं | पढमं हवइ मंगलम् ||

P 3 [આમ જયાં ચિહ્નો... જન્મધારણ કર્યો....]
• "પચ્ચીસસો વરસો પહેલાં એક તેજરાશિનો જન્મ થયો,
યુગયુગનો અંધકાર વિદારતો, ભારત-ભાગ્ય રવિ ચમક્યો,
કોકિલ-મોર કરે કલશોર ને, વાયુ વસંતી વાઈ રહ્યો,
ક્ષત્રિયકુંડમાં મા ત્રિશલા-કૂખે, પુત્ર પવિત્રનો જન્મ થયો....
(ક્ષત્રિયકુંડની કુંજ મહીં, ત્રિશલા કૂખે પુત્રનો જન્મ થયો.)"

S/Ch 4• " ક્ષત્રિયકુંડમાં પ્રગટિયા રે માતા ત્રિશલાદેવીના નંદ રે... ધન્ય મહાવીર પ્રભુ...
એ..... ભવભવથી સાધન કરી લાવ્યાં સાથે, મતિશ્રુત-અવધિજ્ઞાન રે.... ધન્ય
એ.... જળકમળવત રહી સંસારે પછી કીધો સૌ સંગોનો ત્યાગ રે.. ધન્ય મહાવીર પ્રભુ"

S/Ch 4• "[રાજા સિદ્ધાર્થ.. પ્રમાણ] ઘરઘરમાં આનંદ છવાયો, ઘરઘરમાં આનંદ.
ત્રિશલા માતા કૂખે જનમિયો, જાણે પૂનમનો ચંદ ! ઘરઘરમાં આનંદ.....
[घरघर में आनंद है छाया, घरघर में आनंद.
त्रिशला माता पुत्र प्रगटिया, जैसे पूनम का चंद ! घरघर में आनंद....
ઘરને ગોખે દીવા પ્રગટિયાં, કેસર-કંકુ રંગ ઊઘડિયાં, ધરતી કેરા અંતરતલથી પ્રસરી ધૂપસુગંધ
કુંજ કુંજ કોયલ કલ્લોલે, મસ્ત બની મોરલિયાં ડોલે, રંગબેરંગી ફૂલડાં કેરાં હૈયાં ઘરઘરમાં હિલોળ!
મંજુલ કંઠે, મીઠા ટહુકે, ગાયે પંખીવૃંદ .....! ઘરઘરમાં આનંદ છવાયો, ઘરઘરમાં આનંદ."

[અને આ મહામંગલકારી જન્મ-કલ્યાણક પછી—]

P 4• બાળને લાડ લડાવતી માવડી, ઘોડિયાની દોરી ખેંચતી 'તી,
સૂર મધુર મધુર સુણાવીને, ઉરના પારણાની અમૃત સિંચતી 'તી.

S/ch •" 'વીર થજે, ગંભીર થજે તું'— આશિષ એવી આપતી 'તી,
ભળી ભળી નિજ લાલનાં લોચન, વ્હાલ ભરીને નિહાળતી 'તી."

"F" 5 •" પોઢજે રે મારાં બાળ પોઢી લેજે, પેટ ભરીને આજ,
કાલ કાળાં જુદ્ધ ખેલાશે, ઘોર કરમનાં જુદ્ધ ખેલાશે, સૂવા ટાણું ક્યાંય ન રહેશે."
[...અને સાડાબાર વર્ષના ઘોર સાધનાઓમાં પ્રભુ કેટલું સૂવાના છે એ તો આગળ જોઈશું —]

P. 5 • "આભમાં ઊગેલ ચાંદલો ને ત્રિશલામાતને આવ્યાં બાળ,
જાળવીને માત હિંચોળે, દૂર કરમના ડુંગરા ડોલે, ધણધણ ડુંગરા ડોલે, વર્ધમાનને નીંદરું નાવે."

S 5 • "સૂઈ જા રે, ઓ મારાં બાળ ! • सो जा रे... ओ मेरे बाल !
तुम सो जाओ ! मैं गाऊँ (2) सो जाओ... सो जाओ !
x युग को साथे युग बीते, तुम को यों लोरी गाते, अब आओ मैं पलकों में सपनों से सेज बिछाऊँ

[વર્ધમાનના જન્મ સમયથી ....... નામ આપ્યું - મહાવીર]

G S/Ch / D+P 6 • "માડી તારા કુંવરની કરણી શી વાત? {ओ मैया तेरे कुंवर की करनी क्या बात? / " त्रिशला " " " करनी " " ?}
સૌમાં અનોખી એની જાત, હલરી એનો ભાત ... ઓ માડી તારા.
એક દી' અમે બાળ સૌ રમત રમતાં તાં, ગંમત કરતાં 'તા, નીકળ્યો ત્યાં મોટો સાપ!
સાપને દેખી અમે નાસવા રે લાગ્યાં, બોલી ઊઠ્યાં બાપ રે બાપ!
7 ત્યાં તો તારો લાડીલો ફાળ ભરી દોડ્યો, ને ઝાલી લીધો પળમાંય,
દોરડાની જેમ એને પકડીને ફેંક્યો, ધ્રૂજ્યો નહીં એનો હાથ! ... ઓ માડી તારા.

[સાપ-પિશાચ-દૈત્ય ..... વશ કરતા રહ્યા]

7 • " એ.... હાથી-સર્પ-દૈત્યને કાબૂમાં લગાવ્યા, શીખવ્યા અભયના પાઠ રે,
ધન્ય મહાવીર પ્રભુ."

[હું કોણ છું? .... કયું છે?]

P 10 • " હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારું ખરું?
કોના સબંધી વળગણા છે? રાખું કે એ પરહરું?"

P 1 [આત્માની પ્રાપ્તિ માટે ..... પ્રતીક્ષા કરતા રહ્યાં - ]

11 • "અપૂર્વ અવસર એવો ક્યારે આવશે? ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો,
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને, વિચરશું કવ મહત્પુરુષને પંથ જો. અપૂર્વ."

[કે હું દેહાદિ સ્વરૂપ નથી .......... દેવી યશોદાનો ત્યાગ કર્યો હશે?"

P 13 • "સઘળા આ સંસારમાં રમણી નાયક રૂપ,
એ ત્યાગે ત્યાગ્યું બધું કેવળ શોક સ્વરૂપ."

[પણ દેવી યશોદાએ ...... શું વિચાર્યું હશે?]

P/S 13 • " જે દિવસે મહાવીરે પોતે, ત્યાગી થવાનું કહ્યું હશે;
દેવી યશોદા! દિલમાં તમારા, તે વખતે શું થયું હશે?" (ક)

[આ કવિશ્રીએ તો ........ અંજલિ આપી છે — ]

P/S 14 • " ત્રિશલા દેવાનંદા બંને પ્રભુ વીરની માતા, શાસનના ઇતિહાસે બંને નામ અમર થઈ જાતા
(ક) [ ... પતિના સુખને કાજે જેણે નિજનું સુખ વિસાર્યું;
આત્મવિલોપનની યશગાથા યશોદા સરજનહારી".

[પણ આત્મલીન પ્રભુ વીર ............. પ્રસ્થાન કરવા — ]

P 14 (ઢોલક) • સાપની કાંચળી માફક એક દિન આ સંસારનો ત્યાગ કરે,
રાજપ્રાસાદમાં રહેનારા એ જંગલ જંગલ વાસ કરે! } જંગલની કેડીએ પેલા ચાલ્યા રે જાય વર્ધમાન

[પ્રભુની એ હૃદયવિદારક ..... ગૂંજી ઊઠ્યા — ]

P. 14 • "त्वया विना वीर कथं व्रजामो? गोष्ठिसुखं केन सहाचरामो?"

S/ch 15 • ઘોર અરણ્યે ઘૂમતો જાતો જોગી આ પગપાળો
માન મળે, અપમાન મળે કે આપે ભલે કોઈ ગાળો! (ક) →

**શ્રી મહાવીર કથા.**

SONGS SCRIPT(G) ગાન પ્રતિ(૩)



←(X)

S/ch/P 15 • મારગ જેનો જંગલ-ઝાડી ને કંટક-ઝાંખરા વાળો,
કંઈ કંઈ વેળા સાથમાં રે'તો મંખલી-પુત્ર ગોશાળો.

P • આકૃત ને ઉપસર્ગની ફોજની ફોજ એને પડકારતી 'તી,
આંધી-તોફાન ને વીજકડાકે, કુદરત પણ લલકારતી 'તી!

S/ch • દેવ ને દાનવ, ને વળી માનવ; પશુ પંખી કંઈ ડંખી રહ્યાં,
હસતે મુખડે તોય મહાવીર, સહુનું મંગલ ઝંખી રહ્યાં!

16 P. • દુ:ખથી લેશ નહીં ડરનાર એ, સામેથી દુ:ખને ડારતો 'તો
સુખની શીતળ છાંય તજીને, દાવાનળે ડગ માંડતો 'તો
પ્હાડના પ્હાડ તૂટ્યાં પણ એ પડછંદ બની ધીર ધારતો 'તો
સહાય કરવા ઈન્દ્ર આવ્યા ત્યારે ઈન્દ્રને પણ વારતો 'તો!!

18 [અને ત્યારે ...... મોતીઓથી ભરેલો એ થાળ ~]

S • "શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ,
બીજું કહીએ કેટલું, કર વિચાર તો પામ!"

19 [પરંતુ નિજધામનું ........ ભવ્ય જીવોને એની પ્રતીતિ કરાવતા રહ્યાં---]

P/S/ch "હું તો આત્મા છું જડ શરીર નહીં.....
શરીરાકાર રહી શરીર ન થાઉં, લવણ જેમ જણાઉં સહી,
રત્ન-દીપ જેમ સ્વ-પર પ્રકાશક, સ્વયં-જ્યોતિ છું પ્રગટ અહીં! સ્વયંજ્યોતિ(૩)"

P/ch 19 • हम ऐसे देश के वासी हैं, हम सिद्ध-देश के वासी हैं,
हम महाविदेह के वासी हैं, हम सिद्धालय के वासी हैं,
हम सिद्धलोक के वासी हैं, हम सिद्धशिला के वासी हैं....।
- जहाँ राग नहीं और द्वेष नहीं; जहाँ मोह नहीं और शोक नहीं ....हम ऐसे देश के।

[જે આત્મપ્રદેશમાં ........ પ્રાપ્ત થઈ ગયું છે ——]

P/ch/ 19 (સાભાસ ચૂકજાણ) • "સચ્ચિદાનંદી શુદ્ધ સ્વરૂપી, અવિનાશી હૈ आत्मा હું."
.....................

20 [---ઊભા હોય ત્યારે પણ, બેઠા હોય ત્યારે પણ ..... અડોલ આત્મધ્યાન, જેમાં —]

P • "એક પરમાણુમાત્રની મળે ન સ્પર્શતા, પૂર્ણ કલંકરહિત અડોલ સ્વરૂપ જો,
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય, અગુરુ, લઘુ, અમૂર્ત, સહજપદરૂપ જો!" (અપૂર્વ)

22 [अहो! अनंत .............. સમસ્ત પ્રાણીગણ ....]

S "वीरः सर्व सुरासुरेन्द्र महितो, वीरं बुधा संश्रिता,
वीरेणाभिहतः स्वकर्म निचयो: वीराय नित्यं नमः।
वीरात् तीर्थमिदम् प्रवृत्तमतुलं वीरस्य घोरं तपो,
वीरे श्री-धृति-कीर्ति-कान्ति-निचयः श्री वीर भद्रं दिश॥"

5

23 [-પણ અંધકાર પણ .................. -પ્રાકટ્ય માટે ....]

P • "કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય;
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય."

["જ્યાં સુધી .....ભિક્ષા ગ્રહણ નહીં કરું...!" એ જ મહાભાગ્યવતી નારી હતી આ ચંદનબાળા]

D+P/S 23 • ચંદનબાળા! તારો અદ્ભુત છે ઇતિહાસ// चन्दनबाला! तेरा अद्भुत है इतिहास/
એક દિવસ હતી રાજકુમારી, રાજમહેલમાં તું વસનારી,
દાસી થઈ વેચાણી તોયે થાતી ના ઉદાસ! ~ ચંદનબાળા!
વીર પ્રભુને દીધી ભિક્ષા, પ્રભુએ પ્રેમે આપી દીક્ષા;
શ્રદ્ધાના દીવડાથી દિલમાં, કરી દીધો ઉજાસ! ~ ચંદનબાળા!

["પરે / શબ્દોના કોલાહલથી / વિચારોના હલચલથી / થંભી ગયા છે એક શાંત, સ્નિગ્ધ નીરવતામાં / અનેક પ્રહર / મૌન માત્ર એકાંત છે જ્યાં .... કેવળ ચૈતન્યસ્વરૂપી આત્મા-દ્રષ્ટા આત્મા હું. જેના અતલ ઊંડાણમાં હું જ છું, કેવળ હું શુદ્ધબુદ્ધ હું!]

P 24 • "શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન સ્વયંજ્યોતિ સુખધામ....

CH S (સાગર/માળા/ધૂન) • કેવળ નિજસ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન ....."

[अप्पा सो परमप्पा ..... शुद्धात्मस्वरूपोऽहम्]

P • "સચ્ચિદાનંદી શુદ્ધ સ્વરૂપી, અવિનાશી હું આત્મા છું ....

S • "આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે ....."

25 [અને સાડાબાર વર્ષના ............ દિવ્યધ્વનિ ——]

P • "गंभीर तार रव पूरित दिग्विभागस् ........................ "

P 28 [સૂર્ય ઊગ્યો ......... સૃષ્ટિના કણકણમાં :]

S/P • "आत्माऽस्ति, स नित्योऽस्ति

P/S/Ch/માળા • "આત્મા છે, તે નિત્ય છે, છે કર્તા નિજકર્મ;
છે ભોક્તા વળી મોક્ષ છે, મોક્ષ ઉપાય સુધર્મ."

30 [ભગવાન મહાવીર પાસે ............ પ્રશ્નોનો ઉત્તર હતો ~]

S • ગૌતમ જેવા પંડિતોને સત્યનો પંથ બતાવ્યો,
શ્રેણિક જેવા રાજવીઓને ધર્મનો મર્મ સુણાવ્યો,
રોહિણી જેવા ચોર કુશીલોને મુક્તિનો માર્ગ દેખાડ્યો,
મેઘકુમાર સમાન યુવાનોને જીવન-મંત્ર સુઝાડ્યો!

P 30 તે સમે ધર્મના નામે ખરેખર પાખંડીઓનું રાજ હતું, યજ્ઞ મહીં નિર્દોષ બિચારાં પશુઓનું બલિદાન થતું! કંચન-કામિની કાજ કંઈ કેટલાંઓનું લોહી રેડાઈ જતું, દંભ ને દાનવતા દેખીને દિલ એનું વલોવાઈ જતું!

[આ મહાહિંસાની ઘોર નિંદરમાં ...... ત્યારે અને અત્યારે પણ!]

S/Ch 30 • वीर जिनेश्वर! सोई दुनिया जगाई तूने! ज्ञान की मधुर सुरीली बंसी बजाई तूने! वीर जिनेश्वर!
पशुओं पर छुरियाँ चलतीं, रक्त की नदियाँ बहतीं; करुणा के सागर! करुणागंगा बहाई तूने...
पंथों का झूठा झगड़ा, जनता का मानस बिगड़ा, मानव की अटल प्रतिष्ठा जगमें जताई तूने... वीर जिनेश्वर!

·શ્રી મહાવીર કથા·

SONGS SCRIPT ગાન પ્રતિ (ફ)

6

31 [અનુભવ કરકે ........ આત્મ-સામર્થ્ય નિધાન છે...]

P/CH
• "શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયં જ્યોતિ સુખધામ..."..
• "સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય;
સદ્ગુરુ આજ્ઞા જિનદશા, નિમિત્ત કારણમાંય."

34 [સર્વજ્ઞ, સિદ્ધલોકગામી.......... આ બધું હોવા છતાં —]

P
• એક દિ' શિષ્ય બનેલ ગોશાળો ગુરુને ભાંડતો ગાળો,
સર્વજ્ઞ છું હું મહાવીર જેવો એવો કર્યો એણે ચાળો!
તેજોલેશ્યા છોડીને પ્રગટાવી ભીષણ ગાળો
વીરને બદલે ભડભડ આગમાં બળી રહ્યો ગોશાળો!

[એક અપૂર્વ સમોવસરણ ........ ભાવભર્યો હતો:—]

S/ch 35 • "અનંત અનંત ભાવ ભેદથી ભરેલી, અનંત અનંત નયનિક્ષેપે વ્યાખ્યાની છે,
સકળ જગતહિત કારિણી, હારિણી મોહ, તારિણી ભવાબ્ધિ મોક્ષચારિણી પ્રમાણી છે. અનંત"

P
• "ગંગાના નિર્મળ નીર સરીખી પાવનકારી વાણી, ઘોર હિંસાની જલતી આગમાં છાંટે શીતળ પાણી
એનાં ચરણોમાં આવી(ને) ઝૂકે, કંઈક રાજા કે રાણી; શેર ને બકરી વેર ભૂલીને સંગાથે પીતાં પાણી."

[— કહેવાય છે કે, ................ રાગ માલકૌંસમાં વહી હતી —]

S/ch/P
• મધુર રાગ માલકૌંસમાં વહેતી તીર્થંકરની વાણી, માનવને નવજીવન દેતી તીર્થંકરની વાણી..
ધીર ગંભીર સ્વરોમાં સોહે, સુરવર મુનિવર સહુ કોઈ મોહે;
શબ્દ શબ્દ પર થાય પ્રકટ જ્યાં સ્નેહગંગ સરવાણી/કલ્યાણી... મધુર રાગ...

S 36 [છત્રીસ ઉત્તરાધ્યયનોમાં ........ એમના વિનય-સૂત્રો —]

• "એવો માર્ગ વિનય તણો, ભાખ્યો શ્રી વીતરાગ;
મૂળ હેતુ એ માર્ગનો સમજે કોઈ સુભાગ્ય."

37 [ગુરૂણામ્ આજ્ઞા..... ચામડી અર્પીએ —]

P
• "અસદ્ગુરુ એ વિનયનો લાભ લહે જો કાંઈ, મહામોહનીય કર્મથી બૂડે ભવજળ માંહી"

40 [અને પળભરમાં તો ......, પરમપદ, પરિનિર્વાણ પ્રાપ્ત કરી લીધાં —]

• "શ્વાસના અંતિમ દોર સુધી રાખી, અખંડ દેશના-ધારા આસો અમાસ રાતની વેળા નિર્વાણપથ અવધારા..."

P/S/ch 40 • "યા કારણ મિથ્યાત્વ દિયો તજ, ક્યોં કર દેહ ધરેંગે, અબ હમ અમર ભયે ન મરેંગે।"

P/S/ch 40 • આસો અમાસની નિર્મળ નિશાએ/શ્યામલ રાતે/ પ્રભુ સંચરી ગયા નિજધામ/ દીપ દીપાવલી ટાણે
પ્રભુ વીરે વિદાય લીધી હતી, તે દિ' મારા (તે દિ' ગૌતમના) ભગ્ન-હૃદયે આ એક ધૂન જગાવી હતી:
અખંડ અનુપમ દેશના વહતાં 'વિનય-મહિમા' વર્ણન કરતાં; "હે વીર! પ્રભુ વીર!!"
વાણી વણથંભી વહાવી હતી, બે દિન-રાત વરસાવી હતી: તે દિ' મારા ભગ્ન હૃદયે —
આ એક ધૂન જગાવી હતી: "હે વીર! પ્રભુ વીર!!" "પરમગુરુ નિર્ગ્રંથ સર્વજ્ઞ દેવ"

P/ch 42 [— આ એકત્વ ભાવના ..... તત્ક્ષણ થયું કેવળજ્ઞાન ...]

• "આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે..."

43 • "શિવમસ્તુ સર્વ જગતઃ ...... સર્વે સુખી ભવન્તુ લોકાઃ ||ૐ શાન્તિઃ(૩)||

notes

(શ્રી સદ્ગુરુ-પરમગુરુ શરણાર્પણમસ્તુ)